# અવિદ્યાની ભૂલભૂલામણી

## ભાગ ૧ લો

## પિતાગૃહ નિવાસ

લેખક

ફરસરામ કેશવરામ પંડિત.

# અવિદ્યાની ભૂલભૂલામણી.

## ભાગ ૧.

## પિતાગૃહ નિવાસ

ફરસરામ કેશવરામ પંડિત.

પ્રકાશક-

શાંતિલાલ ફરસરામ પંડિત.

નાણાવટ રોડ-સુરત.

આવૃત્તિ પહેલી ] [ ૧૦૦૦ નકલ

સંવત ૧૯૭૭. સને ૧૯૨૧.

કીમત ૦-૧૨-૦

# કંઈક ખુલાસો

ગ્રામ્ય વાતાવરણ અને ગ્રામ્યવાસી જનોના સહવાસમાં અભણ માતાના હાથ નીચે ઉછરેલી અને પાછળથી કંઈક જ્ઞાન પામેલી બાળકી પોતાના અનુભવેલા વિષયો કેવી રીતે અને કેવા શબ્દોમાં જન સમાજ સમક્ષ મુકી શકે ? તેની લેખન શૈલી વિગેરે તેવાજ રુપમાં રાખી આ સત્ય કલ્પના મિશ્રિત કથા લખાઈ છે. આ લેખમાં આવતા મુખ્ય પાત્રો માંના ઘણા હજી જીવંત છે.

આ પુસ્તક મુદ્રણાલયમાં ગયા પછી કેટલીક અનિવાર્ય અડચણો આવવાથી પ્રુફો સુધારવા પુરતો સમય ન મળવાથી કેટલીક ભૂલો રહી જવા પામી છે જે વાંચક વર્ગને સુધારી વાંચવાની વિનંતિ છે.

આ પુસ્તકને સચિત્ર બનાવવાનો વિચાર હતો પરંતુ પૂરતા સાધનના અભાવને યોગે ઘણી દીલગીરી સાથે તે વિચાર બંધ રાખવો પડયો છે.

અંતમાં પ્રિય પાઠક વર્ગને આ લેખમાંથી હંસક્ષિર ન્યાયે સાર ગ્રહણ કરી લેવા નમ્ર પ્રાર્થના છે.

આ પુસ્તકનો બીજો ભાગ જે પ્રથમ ભાગના પ્રસંગો કરતાં પણ વધારે રસ અને હાસ્યમય છે તે જો પ્રભુ ઈચ્છા છે તો ટુંક સમયમાં બહાર પડશે. અસ્તુ.





# અવિદ્યાની ભૂલભૂલામણી.

## ભાગ ૧

## પિતા ગૃહ નિવાસ

### ૧. મ્હારો પૂર્વ વૃતાંત.



મ્હારૂં નામ અજાણીઓ. મ્હારો જન્મ એક મ્હોટા શહેરની પાસેના ન્હાના ગામડામાં થયો હતો. મ્હારા જન્મ પહેલાં મ્હારી માતાએ બે પુત્રોને જન્મ આપ્યો હતો. પરંતુ તેઓ ઘણીજ બાળવયમાં આ સંસારને અસાર સમજી તેનો ત્યાગ કરી સ્વધામ પધાર્યા હતા; એટલે કે બ્રહ્મવય (જેમ પ્રાતઃકાળને બ્રહ્મ મુહૂર્ત કહે છે તેમ પ્રથમ વયને બ્રહ્મ વય કહેવાય) કે જેમાં બાળક સ્વયં બ્રહ્મરૂપ છે. કારણ નિર્ગુણ બ્રહ્મને જેમ કોઇ વાતનું લેપન નથી. તેમ બ્રહ્મવયમાં બાળકને પણ કોઇ વાતનું લેપન નથી. નથી તેને ધર્મ કે અધર્મ, નથી પાપ

કે પુન્ય, નથી પવિત્રતા કે મલિનતા, નથી સ્વાર્થ કે પર-
માર્થ, એટલે કે આ અસાર સંસારની મોહિની, માયા, કે
વિષયનું તેને લેપન નથી, અને એ નિર્લેપતાને યોગે તેના
પવિત્ર આત્માને કોઈ પણ બાબતનું આવરણ ન હોવાથી
તેને ભૂત–ભવિષ્યનું જ્ઞાન હોવાથી ઘડીકમાં તે હસે છે, ઘડીકમાં
વળી રડે છે, જેને આપણા વયોવૃદ્ધ જનો કહે છે કે એને
વિધાતા ગત્ જન્મના માબાપ વિષે કહે છે, અને તેથી તે
રડે છે તથા હસે છે, તેથીજ મ્હેં ઉપર કહ્યું છે કે
મ્હારા બે ભાઇઓએ એ બ્રહ્મ વયમાંજ આ સંસારને અસાર
સમજી તેનો ત્યાગ કરી સ્વધામ એટલે બ્રહ્મપુરીમાં પધાર્યાં
હતા. અને ત્યાર પછી મ્હારો જન્મ થયો તે પ્રસંગે મ્હારા
માતાએ અનેક બાધા આખડીઓ રાખી હતી. ગામડાના
પ્રમાણમાં મ્હારા પિતાની સ્થિતિ મધ્યમ હોવા છતાં તેમને
હું એકની એક હોવાથી મ્હને પુત્રના જેટલા લાડમાં ઉછેરી હતી.
એટલે કે મ્હારી સર્વે અભિલાષા તથા મનોવાંચ્છના
પૂર્ણ કરતાં હતાં. મ્હારા પિતાજી જો કે શાંત
પ્રકૃતિના હતા, છતાં સ્હેજ ક્રોધે ભરાઈ મ્હને કંઈ કહેવા,
ઠપકો આપવા કે સ્હેજ હસ્ત પ્રહાર કરવા જતા, તો
મ્હારા માતાજી ઝટ મ્હારૂં ઉપરાણું લઈ તેઓને મ્હાત
કરતાં અને તેથી મ્હારી દરેકે દરેક જીદ્દ મ્હારા માતા દ્વારા
પૂર્ણ થતી, કારણ આ જગતમાં એતો સાધારણ પણ નિશ્ચય
નિયમ છે કે કુદરતી રીતે પિતાનો જેટલો પ્રેમ પુત્ર ઉપર
તેટલોજ, બલકે કોઈ કોઈ સ્થળે તો તેથી પણ વિશેષ માતાનો
પ્રેમ પુત્રીપર હોય છે. સારાંશ કે જાતિ જાતિ પ્રત્યે આક-
ર્ષાય છે. તેમાં પણ જો કે પુત્રની દરેક અભિલાષા તેના
પિતા તરફથી સફળ થયા છતાં પણ કંઈક ન્યુનતાતો રહેજ.
પરંતુ રાંક અથવા ગરીબ અને અબળા કહેવાતી પુત્રીની

દરેક મનોવાંચ્છના તેની દયાળુ માતા તરફથી પૂર્ણ થાય જ; ને થવાનીજ એ સર્વ અનુભવ સિદ્ધ છે.

મ્હારી આઠ દશ વર્ષની વય થઈ તેટલા સમયમાં કેટલાએ નોંધવા યોગ્ય બનાવો બન્યા હશે. પરંતુ તે સંપૂર્ણ યાદ ન હોવાથી તેની જે કંઈ ઝાંખી યાદ છે તે તથા ત્યાર પછીથી બનેલી ખાસ નોંધવા યોગ્ય બીનાઓ જેવી યાદ છે તેવી નોધું છું.



# ૨. મ્હારૂં બાળ જીવન

ભોગ વર્ધક રોગ વર્ધક દુઃખ વર્ધક જીવન શહેરનું,
તન બળ સુખ આરોગ્ય વર્ધક શાંત જીવન ગામડાનું.

* * * * *



શહેરમાં વગર શ્રમે હાથથી સહેજ ચકલી ફેરવતાં જેમ નદીનો પ્રવાહ જોસબંધ પહાડમાંથી પડે તેમ નળમાંથી પડતાં જળના સેવનથી તેમજ અનેક મોહ પમાડનારી વસ્તુઓના દર્શન તથા સ્પર્શ માત્રથી તેના ભોગ ભોગવતા અનેક રોગે રોગી બનાવનાર તથા ઘીચ વસ્તી અને મલિન વસ્તુઓને યોગે બગડેલી હવા, કે જેના નિવારણાર્થે શહેરના પ્રત્યેક મનુષ્યને સાંજના શહેર બહાર બાગ વાડી, નદી, યા દરિયા કિનારે ફરવા જવું જોઈયે; એ સર્વ કારણથી શહેરમાં વસતા સુધરેલા શહેરી પ્રાણીના શરીરના બંધારણ કરતાં, નિર્મળ સરિતાનું નિર્મળ નીર સ્વમહેનતથી ઘેર લાવી યા કુવેથી ખેંચી તેનું સેવન તથા ઘણું દૂર નહિ તેમ ઘણા પાસે નહિ એવા ચોતરફ ક્ષેત્ર (ખેતર) તથા વૃક્ષો અને વેલ વેલડીઓની વચમાં શુદ્ધ અને ચોખ્ખી હવા વાળા ગામડામાં વસતા પ્રાણી કે જેને સુધરેલા પણ અંગે નમાલા શહેરીઓ ગામડાના

ગમાર કહે છે, તેના શરીરનું બંધારણ ઘણું બળવાન અને રૂષ્ટ પુષ્ટ તન્દુરસ્ત હોય છે. શહેરના ખર્ચાળુ વૈભવો ભોગવતા પોતાની મ્હોટાઈ દેખાડવા ભાડે રાખેલા નોકરો મારફત કાર્ય લેવાથી પોતાના શરીરને કસરત કે જે શરીરના ટકાવને માટે અગત્યની છે, તેના અભાવે શક્તિની ગોળીની પેટમાં હોળી સળગાવી તેના ક્ષણિક તાપની ગરમીથી ગરમ બની, વસાણું, મેથીપાક, સાલમપાક, સોનાની રાખ, ને હડતાલની ખાખ, વગેરેથી ભાડાની તકલેદી શક્તિથી શક્તિવાન બનવા જતાં "ન દીઠાનું દીઠું તો માર મુળાને મીઠું" ના ન્યાયે, આગળ પાછળ ન જોતાં સમજુ અને શાણા શહેરીઓ સમજવા છતાં કુદરતના કાયદાનું ઉલ્લંઘન કરી પોતાનું કે પારકું જે આવ્યું તે—

ॐ नमो भगवते वासुदेवाय. ॐ अग्नि देवतां प्रियतां स्वाहाः

કરવાથી શહેરીઓના થયેલા શરીર કરતાં જાત મહેનતથી પ્રાપ્ત કરવામાં શ્રમ પડે એટલે એક રીતે તે, કસરતથીજ વસાણું, પાક, ખાખ; ને ગોળીની હોળી વગેરેની જરૂર વગરના, ગામડીઆ ગમારના શરીર, અનેક રીતે ઉત્તમ હોય છે.

પાક, રાખ ને ખાખ એ સર્વ ખર્ચાળુ ચીજો તો શોખીન શહેરીઓને માટેજ છે. જ્યારે ગામડીયાઓને પાક કે ખાખ ફક્ત રોટલાને ચટણીજ છે. રોટલા ચટણી ખાઇ એક ગામડીયો એક સપાટે પાંચ મણ લાકડાં ફાડે છે, જ્યારે વસાણાંને પાક ખાનાર શહેરી અર્ધો મણ વજન ઉચકતાંજ ફેંફેં થાય છે એટલુંજ નહિ પરંતુ એક મણ લાકડા ફાડતાં નવનેજા પાણી ઉતરે છે. અસ્તુ.

સશક્ત માતા પિતાથી ઉત્પન્ન થયેલા બાળ પણ તેના જેવાજ સશક્ત હોય છે અને તે ન્યાયે મ્હારૂં શરીર પણ રૂષ્ટ પુષ્ટ અને રોગ રહિત હતું, અર્થાત નખમાં પણ રોગ ન હતો.

# મ્હારૂં બાળ કાર્ય.

મ્હારા માત પિતાને હું લાડિલી હોવાથી આખા દિવસમાં મ્હારૂં કાર્ય ફ્કત ત્રણ ચાર વખત ખાવું અને મહોલ્લામાં સરખી ઉમ્મરની સખીઓ બેનપણીઓ સાથે અનેક પ્રકારની રમતો જેવી કે, કુકાદાવ, ડાહ્નીઘોડો, એકીબેકી, ગરબા ગાવા, રડવું, કુદવું વળી છાજીઆ સાથે રાજીઆ ગાવા અને તેનાથી આગળ વધી ઢીંગલા ઢીંગલીના લગ્ન અને તેથી પણ આગળ અમારામાંની એકને વર તથા બીજીને વહુ બનાવી, બન્નેના લગ્ન કરી ઘર સંસારની રમત રમતાં હતાં. એવી એવી રમતોમાં આનંદ લાગવાથી તથા ચડસ વધવાથી ઘરમાંનું એક પણ કામ ન કરતાં, કે કોઈનું કહ્યું ન માનતાં હું બસ આખો દિવસ રમવામાંજ પસાર કરતી હતી.

# પિતા ધર્મ

મ્હારા શુભેચ્છક પિતાજી મ્હારો આ કાર્ય ક્રમ જોઈ મુંઝાતા અને મ્હારૂં ભવિષ્ય સુધારવા તથા મ્હારૂં જીવન આનંદ અને સુખમાં ગળાય એ હેતુથી સરસ્વતી એટલે વિદ્યાદાન લેવા માટે અનેક પ્રસંગે મ્હને તેમજ મ્હારી માતાને સૂચના આપતા હતા જેની પુરવણીમાં અનેક દૃષ્ટાંતો આપી સિદ્ધ કરતા હતા કે "વિદ્યાદેવીની ઉપાસના" એજ જ્ઞાન અને સર્વ સુખનું મૂળ છે. વિદ્યા હિન પ્રાણી પશુ સમાન છે, એટલુંજ નહિ પરંતુ નેત્ર વિનાનું અંધ છે.

# પિતાજીની કોર્ટમાં માતાજી વકીલ

મ્હારા પિતાજીની કોર્ટમાં તેમના મુખદ્વારા આ સૂચના મુકાતાં મ્હારા વકીલ મ્હારાં માતાજીની એક સચોટ દલીલથી એ સૂચનાનો સદંતર નાશ થતો. તેઓ કહેતા કે:—

"છોકરીને ભણ ભણ કરો છો તે શું ભણાવી ગણાવી સાડીપર પાઘડી પહેરાવી નોકરી કે વહેપાર કરવા મોકલવી છે ? મ્હારે તો કંઈ ભણાવવી નથી. ઘરના કામકાજમાં હોંશીયાર થશે એટલે બસ એ સાસરે જશે ને ભણેલી હશે પણ ઘર ધંધામાં હોંશીયાર નહિ હોય તો કંઈ તમારે ગાળ ખાવી નથી. સમજ્યા ! ! ગાળ તો મ્હારે ખાવી પડશે કે રાંડ માએ રાંધતાં કે ઘરનું કામ કરતાં પણ ન શીખવ્યું, અને ભણેલીઓના લક્ષણ તો જુવો, છાની છુપી ચિઠ્ઠીયો લખવી, ન કરવાના કામો કરવા, અને આખરે આબરૂ પર પાણી ફેરવાય. તેના કરતાં અભણ રહે તેજ સારૂ છે. પેલી વિજ્યા, રમા, કમળા વિગેરે ભણેલીઓના ભવેડા તો સાંભળો છો. ( અને આજે ખરી નોંધ કરૂં છું કે એ ભણેલી સન્નારીઓ પર મુકાયલા આરોપો તદન ખોટા હતા. કે જે તેમની પ્રથમ સખી પણ પાછળથી થયેલી તકરારને યોગે બનેલી દુશ્મનોએ વેર વાળવા ખોટા આરોપ મુકયા હતા ) તોયે સમજતા નથી કે આખો દિવસ છોકરીને ભણ ભણ ને મ્હને ભણવા દે ભણવા દે કહો છો. અંદર કયાં જોવા જાઓ છો. આ મ્હારોજ દાખલો લ્યોની. ત્હમે મ્હને ભણાવવા ઘણુંએ મથ્યાં ઘણુંએ કર્યું, પણ હું મ્હારો નિશ્ચય છોડી કંઈ ભણી ? અને ઈશ્વરનો ઉપકાર માનો કે નથી ભણી તોજ આ તમારૂં ગરીબ ઘર નીભા-

વીને રહી છું, અને જો ભણી હોત તો આ તમારા ઘર ડંકાપર ઢમ ડમ ડમાક ને ઢમ ઢમાક દાંડીયા કયારનાએ ગગડી રહ્યાં હોત. કે જે ગગડાટે આ આખા ગામને ગજાવ્યું હોત. અને વધારામાં તમારી સમાજમાં તમારી આબરૂ પર નદીનું પાણી ફરી વળ્યું હોત.

માટે એને ભણાવવાની વાતજ જવા દો અને એટલું તો સમજો કે જ્યારે હું નથી ભણી તો પછી મ્હારી એકની એક છોકરીને તે કંઈ ભણવા દઈશ ? ને જો પછી બહુ કરશો તો તમારે ને મ્હારે થશે કંકાસ. હા. હું સાફ કહું છું."

મ્હારા વકીલ માતાની આ દલીલ મ્હને અત્યંત લાભ કારી હોવાથી મ્હારા પિતાની કોર્ટમાં વધુ વિવેચને હું તથા મ્હારા માતાજી વિજય મેળવતાં અને મ્હારા પિતાજી ગૃહ-કંકાસ ન થવા દેવાની શુભેચ્છાથી શાંત રહેતા જેને અમે મા દીકરી મહાત કરેલા માનતાં, અને એ અમારી જીતથી હું મ્હારાં માતાજીને અનેક શુભાશીષો (કે જે હવે શ્રાપમાં ફેરવાઇ છે) દેતી હતી.

## પિતાજીની યુકિત, તેમાંથી મેળવેલી મુકિત.

મ્હારા પિતાજીએ જ્યારે જોયું અને સમજ્યા કે મ્હારા માતાજીની આવી ઉત્તમ (પણ હવે મને સમજાયું કે તદન કલીષ્ટ અને મ્હારૂં જીવન કંગાલ બનાવનારી) દલીલ આગળ પોતાનું કંઈજ ચાલવાનું નથી, શિવાય કે ગૃહ કંકાસ, ત્યારે તેમણે મ્હને ખાનગીમાં ભણવા વિષે ઘણું સમજાવવા માંડી

પરંતુ તેજ અભણ માતાનીપૂત્રી; તે કદી પણ પિતાજીને તેની યુક્તિમાં કે પ્રયુક્તિમાં ફાવવા દઉ ? નહિ કદીજ નહિ. અને હવે જ્યારે એઓએ જોયું કે કહેવાથી તથા સમજાવવાથી કંઈજ વળે એમ નથી; ત્યારે તેમણે મ્હને લલચાવનારી અનેક ચીજો લાવી આપવા માંડી. તેમાં પણ મ્હેં કેવી યુક્તિથી મુક્તિ મેળવી તે નીચે નોંધુ છું.

## "પાનાના પતંગ ને પેનનું વેલણ."

એક દિવસે પિતાજી બ્હારથી આવી મ્હને પોતાની પાસે બોલાવી બેસાડી વ્હાલથી કહેવા લાગ્યાં. "જો બ્હેન આજ ત્હારે માટે કંઇ નવી નવી ચીજો આણી છે, તે તને ગમશે કે ?" મ્હેં જાણ્યું મ્હારે માટે કાંઈ રમવાંની ચીજો આણી હશે, અને તેથી મ્હેં હા કહી. એટલે તેમણે એક પુસ્તક કે જે સચિત્ર બાળપોથી હતી તે મ્હને આપી; અને કહ્યું:–"જો એમાં કેવા સરસ જોવા લાયક ચિત્રો છે." મ્હેં પુસ્તક ખોલ્યુ ને તેમાંના અનેક રંગોવાળા ચિત્રો જોઈ હું ઘણી ખુશ થઈ અને જેવી ઉઠીને જવા માંડુ છું. તેવાજ પોતે બોલ્યા. "અરે ઉભી તો રહે હજી બીજી વસ્તુઓ છે." એમ કહી સ્લેટ તથા પેન કહાડી મ્હને આપ્યાં. અને કહ્યું:–" જો બહેન, આ ચોપડીમાં જોઇ એમાં જેવું છે તેવું આ સ્લેટપર આ પેનથી કાઢવું. ( પોતે સમજુ એટલે લખવાનું નામં લીધું નહિ. ) મ્હેં કહ્યું ઠીક. અને એ સ્લેટ પેન તથા પુસ્તક લઈ મ્હારી માતાને હર્ષભેર બતાવવા દોડી. અને તેને બતાવતાં બોલી " બા, બા. જો તો ખરી, આજ બાપુ મ્હારે માટે કેવું સરસ, સરસ લાવ્યા છે !" મ્હારાં અક્ષર—શત્રુ માતાજી જોતાંજ ગાજ્યાં; " હાય હાય આપારે એમણે એમનું ધાર્યુંજ કરવા

માંડયું ” તેમજ મ્હને સંબોધીને બોલ્યા કે “ અરે આતો ત્હને ભણાવવા માંડી; સમજી ? ” તે પછી શું મ્હારો ઝડાકો. સ્લેટને તો તેના જાતિભાઇ પથ્થરનેજ લેટાડી, તો તેણે પણ તેનો અનાદર કરતાં કકડે કકડા કરી નાખ્યાં. પુસ્તકના પાના ફાડી તેને દોરી બાધી પતંગ કરી ચગાવવા લાગી અને પેનને તો રમવામાં વેલણ ગણી રમત રોટલી વણવા લાગી, તેમ કરતાં તે ભાગીને કકડે કકડા થઈ ગઇ. પરંતુ, તેમ થતાં એ કકડી પેને મ્હને જે જે વિતાડી છે તે નીચે નોધું છું.

સ્લેટ ભાંગી ગઈ, ચોપડી ફાટી ગઈ, ને પેન ભાંગી ટુકડે ટુકડા થઈ ગઈ; એ સર્વની અવદશા કરનાર હું તેથી મ્હારા ઉપર વેર વાળવાને જાણે પેને બીડું ઝડપ્યું હોય તેવો બનાવ બન્યો. એ પેનના એક ન્હાના અવષેશ રહેલા ભાગને લઈ હું રમતી હતી અને તેને નાકમાં ખોસતી હતી તે મ્હારા નાકના શ્વાસથી નાકમાં ઉંડો ગયો; પાછો કાઢવા શ્વાસને બ્હાર ફેંકવા માંડયો, પરંતુ તેમ કરવામાં મ્હારે પાછો શ્વાસને અંદર ખેંચવો પડતો. અને તેથી તે પેનનો કકડો એકદમ સ્હેજ કરતાં ઠેઠ ઉપર ચડી ભરાઈ ગયો. એથી હું ગભરાઈને એકાએક ચીસ પાડી જે સાંભળી મ્હારા માતાજી કે જે આગલા ભાગમાં પોતાની પોતાના જેવી અક્ષર શત્રુ તથા મગજ સુન્ય સખીઓ સાથે ગામ ગપાટા હાંકતાં હતાં તથા ગામ લોકની નિંદા કરતા હતાં તે સર્વે એકદમ જયાં હું હતી ત્યાં આવ્યાં, અને એ પેન કાડવા અનેક ઉપાયો યોજવા માંડયાં. એકે તો પોતાની બધી અકકલનો ઉપયોગ કરી સુચવ્યું કે “ એને ઉંધી ટંગાવો ને પછી સીદ્ધી કરો કે પેન પોતાની મેળે નાકમાંથી ગળામાં ને ત્યાંથી મ્હોમાં થઈ વગર મહેનતે બ્હાર નીકળી પડશે. ” આ ઉત્તમ ઉપાય સાંભળતાં બીજીએ તેને ટેકો આપતાં

વધારામાં કહ્યું કે " એને ટંગાવ્યા પછી નાકમાં જોરથી પાણી રેડો કે તે પાણીના જોસથી પેન ઝટ ગળામાં સરી જશે. આ વળી વધારે ઉત્તમ ઉપાયને પણ બીજીઓ તરફથી એનુમોદન મળતાં પ્રથમની સુચનાને આચરણમાં મૂકવાં સર્વે તૈયાર થયાં, કુવામાંથી પાણી કહાડવાના દોરડા મ્હારે પગે બાંધવા આણ્યાં, ને તેનો એક છેડો હીંચકો ટાંગવાના કડામાં નંખાયો. હું તો આ થતા ઉપાયની થતી હીલચાલથી ઘણી ગભરાઈને રડવા લાગી;પરંતુ એટલામાં મ્હારા પિતાજી કે જે બહાર ગયા હતા તે આવ્યા. તે આ બધી ધમાલ જોઈ ગભરાયા ને ઝટ પુછ્યું કે " આ બધુ શું છે. ?" તેના જવાબમા ઝટ મ્હારા માતાજી બોલી ઉઠયા કે, " આ તમારી ભણાવવાની મોહોકાણ બીજું હોય શું ? એ ભણાવવાની લાયમાં તો મ્હારી એકની એક છોકરાના લાડની છોકરી જવા બેઠી. " જે સાંભળતાં તે પણ ગભરાયા અને ફરી પુછયું કે " પણ થયું છે શું? " ત્યાં એક સ્રીએ જવાબ દીધો કે " લખવાની પેનનો એક કકડો નાકમાં થઈને ઠેઠ મજગ ( મગજ )માં ઘુસી ગયો છે તે કેમે કર્યો નીકળતો નથી. "

જો કોઇ પણ વાતમાં કાગનો વાઘ કરવો હોય તો તેનો સ્હેલો સટ ઉપાય એ કે તે વાત અભણ સ્રીઓને કહેવી.અને જોઇ લ્યોકે તેજ વાત થોડા કલાક પછી બીજાને મોઢેથી તમેજ સાંભળતાં એટલા અજાયબ ને ચકિત થશો કે જેની હદ નહિ. કારણ તે વાતમાં એટલા બધા નવિન વિચાર નવિન બનાવ તથા શબ્દો સમઈ ગયલા જણાશે કે જે એ વાત પ્રથમ કહેતી વખતે તમારા મગજમાં પણ નહિ હોય.

જોકે ઉપાયતો એકજ અજમાવવાની તૈયારી ચાલી હતી છતાં ત સ્રીયે જયારે વિશેષમાં કહ્યું કે " તે કેમે કર્યો નીકળતો નથી " ત્યારે પિતાજી ઘણા ગભરાયા અને

"મ્હારા પાછા આવતા સુધી કશુંજ કંઈ કરશો :નહિ હું હમણા આવું છું" કહી જેવા આવ્યા હતા તેવાજ ઝટ વૈદને બોલવવા દોડયા. એમના ગયા પછી મ્હારા માતાજીના પ્રમુખપણા નીચે આ અક્ષર શત્રુ અકકલ ગેપ મંડળીમાં અનેક વિષયો ચર્ચાયા. તેમાં મ્હારા પિતાજીની મ્હને ભણાવવાની અભિલાષાને પ્રથમ પદે મૂકી તેની ચર્ચા ચાલી. એકે કહ્યું "બળ્યું બ્હેન એ ત્હારા માટી, મુવું એટલુંયે નહિ સમજતા હોય કે પીટયું ભણવું તે કોને? છોકરાને કે છોકરીને? :જેના ઉત્તરમાં બીજીએ કહ્યું કે "છોકરાને! વળી છોકરીને તે ભણવાનું હોય? ત્રીજીએ કહ્યું અને તે છોકરાને પણ ભણવાનું કારણ કે તેને રળવું છે કમાવું છે માટે, બાકી મ્હારી અકકલને સમજ પ્રમાણે તો છોકરાને પણ ભણવાની જરૂર નથી." ચોથી બોલી. "ખરૂ કહો છો મ્હારી બાઈ મુવા ભણવાની લાયમાં તો રોગા છોકરા હીજરઈ ને બળી બળીને હીમઈ જાય છે. મુવું પીટયું એ ભણવું" આ સાંભળી પહેલી બોલી. "અને હવે આવુ જોયા છતાં પણ હવે તો દીકરીને પણ ભણાવવા માંગે છે. હવે પ્રમુખ મ્હારા માતુશ્રી બોલ્યાં. "જુવોની આ ભણાવવાની મોહોકણુ કે કેવા બધા હેરાન થયાં ને ભણાવવાના હીમાયતી ગભરાઇને દોડયા! બળ્યું એ ભણવું ને બળ્યું એ ભણાવવું.' અને થયું. એ અક્ષર શત્રુ અકકલગેપ મંડળનો છેવટનો ઠરાવ થયો કે વિદ્યાદેવીને સદાને માટે દેશવટો દેવો; અને તે સાથે મ્હેં પણ મનમાં હવે પૂરો નિશ્ચય કર્યો કે કદીજ ભણવું નહિ કારણ એક સ્ત્રીયે તે વખતે સંભળાવ્યું કેઃ—

"શીખામણ એ એક માની, કરમશે તે તો જરૂર રળી ખાશે,
ભણશે તે પસ્તાશે, લખશે તે તો લાકડાં ચીરશે."

બસ હવે વિશેષ કહેવાનું શુ રહ્યું ? ઉપર જણાવેલી મંડળીમાં નિશ્ચય પૂર્વક ઠરાવ થઈ રહયો, એટલામાં મ્હારા પિતાજી તથા તેની પાછળ આવતા વૈદ્યરાજનાં દર્શન થયાં. તેણે પાસે આવી મ્હારા નાકને ઉપર નીચે આગળ પાછળ દબાવી જોતાં મ્હેં "ઓરે" કહી ચીસ પાડી. કારણ મ્હને નાકમાં દર્દ થતું નહોતું પણ જયારે દબાય ત્યારેજ દુ:ખાવો થતો હતો, અને તેથી વૈદ્યરાજે પણ, એક તો પેન આંગળીને લાગવાથી "અનુમાનો કલ્પિતં પાડા કરંતી પોદળં" ન્યાયે સંપૂર્ણ તપાસ કરી જણાવ્યું કે પેન નાકમાંજ છે. કંઇ મગજમાં ગઈ નથી પણ નીકળવી મુશ્કેલ છે. કારણ નાકનું હાડકું અને ચામડી વચ્ચે સજજડ થઈ ગઈ છે. માટે જો તેને પકડીને જોરથી ખેંચી કહડાય તોજ નીકળે, બાકી કોઈ રસ્તે નીકળે એમ નથી." આ સાંભળી સર્વે મુઝાયાં, અને હવે શું કરવું એ વિચારમાં હતાં એટલામાં, પરગામના પાદરની વાવને પોતાની પાઘડી યાને ફાળીયાં બાંધી પોતાને ગામ ખેંચી લાવવા માટે પ્રસિદ્ધી પામેલાં અકકલના ખાં મહાન શોધકો વાવડી ચસકીમાંનો એક ભગલો હજામ તેજ સમયે મ્હારા પિતાજીની હજામત કરવા આવ્યો. તેણે આ બધી ધમાલ જોઈ તેનું કારણ સમજી, વાવડી ચસકાવતા બાકી વધેલી અકકલનો સંપૂર્ણ ઉપયોગ કરતાં મ્હારા પિતાજીને ઉદ્દેશીને બોલ્યો:—

"અરે એમાં ગભરાઓ છો શું ? એનો ઉપાય તો સ્હેલોને સટ છે."

આ સાંભળતાં મ્હારા પિતાજી સ્હેજ આનંદમાં આવી ગયા અને તેને કહયું. "અરે ત્યારે ઝટ કહેની! આ બિચારા વૈદ્યરાજ કયારના ઉપાય શોધે છે પણ કંઈ જડતો નથી."

વૈદ્યરાજને નાઈલાજ થયેલા જોઈ, હજામભાઇ જરા વધારે

જોરમાં આવ્યા અને મગરૂરીના તોરમાં જરાક જોરથી બોલ્યા કે, " ક્યાંથી જડે ? કારણ તેનો ઈલાજ આ મ્હારી કોથળીમાં ભરાયો છે." અને વૈદ્યરાજને સંબોધતાં બોલ્યો કે "વૈદ્યરાજ ઘેર જઈ ગાંધી મીસાલ પૈં પૈં ના કોલમ કડીના પડીકાં બાંધો એતો જેનાં કામ તેજ કરે. નરેણીથી નખ કપાય, કંઇ બોડ કીનો બટાકો (માથું) ન મુંડાય. એ વાઢ કાપનાં કામ તો આ બંદાનાંજ. ને તે અસ્ત્રાને નરેણીનાંજ પરાક્રમ."

જો કે મ્હારે ને પેનને થયેલા યુદ્ધમાં મ્હારી હારથી સર્વે દીલગીર હતાં તથા તે દુશ્મનને મ્હારા નાકમાંથી બ્હાર કહાડેલી જોવા ઈન્તેજાર હતાં, તો પણ આ વાવડી ચસકી ભગલાના મુખમાંથી માથા માટે નીકળેલો નવીન અલંકાર ( બોડકીનો બટાકો ) સાંભળતાં સર્વે હસ્યા. પોતાની સુક્રોય ની વાણીથી સર્વને આનંદ થતો જાણી ભગલો જરા વિશેષ પ્રકાશવા જતો હતો, ત્યાં તેને અટકાવતા પિતાજી બોલ્યા કે " લે હવે એ ત્હારો લવારો ને પટ પટારો બંધ કરી નાકમાંથી પેન કહાડીશ ? " જેના જવાબમાં તે ઝટ બોલ્યો કે—"અરે એ પેન તો શું પણ કદાચ આખખુંને આખખું વૈંતાક ( વેંગણ ) ઘુસી ગયું હોય તો તેને પણ એક સપાટે કહાડી નાંખું તો આ ટીચકડી પેનના તે શા ભાર ? ચાલો બધા આઘા ખસો" કહી મ્હારી સ્હામે બેસી કોથળી-માંથી અસ્ત્રો ટપટપી કહાડવા લાગ્યો; કેમ જાણે કે વગર પાણીએ મ્હારી હજામત કરવા બેસતો હોયની.

આમ અસ્ત્રાથી એ-શું કરશે એ વિષે તો હજી બધા વિચારમાં છે ત્યાં તો હું ગભરાઈ અને તેના એ અસ્ત્રાની સામે નીચે લખેલું મ્હારૂ અસ્ત્ર મ્હેં ધરી દીધું.

પ્રભુએ જ્યારે પુરૂષોનાં મગજમાં ગરમી ઉત્પન્ન કર્તા પવન ભર્યો છે, ત્યારે સ્ત્રીના મગજમાં તે ગરમીને

શાંત કરનાર સાગર ભર્યો છે, કે જેના જળનો પ્રવાહ નેત્ર દ્વારે આંસુ રૂપે બ્હાર આવી, અજબ જાદુ ભરેલો ચમત્કાર કરે છે; અને તે એટલી ઝડપે કે ભારે વેગવાળી મેલ ટ્રેન પણ તેના આગળ પોઈસ. કવિજનો પણ કહે છે કે:—
" એ અજબ આંસુમાં એવી ચમત્કારી ખુબી છે કે ગમે તેવા ક્રોધી અને પથ્થર હૃદયનાં માનવીનુ મન પણ એ આંસુઅસ્ત્રનાં દર્શન માત્રથી ક્ષણમાં દ્રવી જાય છે,—પીગળી જાય છે. અને તેથી પ્રત્યેક સ્ત્રી પ્રત્યેક પ્રસંગે પ્રત્યેક પુરૂષને એ આંસુ અસ્ત્રથી માહાત કરી, વિજય મેળવી, સ્વમનોવાંચ્છિત ફળ મેળવે છે. તદવત્ હું પણ આંસુનો પ્રવાહ વહેવરાતી અને ના, ના, કહેતી મ્હારી માતાની સોડમાં લપાઇ ગઈ.

મ્હારા આંસુએ સર્વના હૃદયમાં દયા ઉત્પન્ન કરી અને 'ના, બ્હેન. ના, રડ નહિ.' એવા ચારે તરફથી શબ્દો સંભળાયા.

મ્હારા પિતાજીએ હજામ વૈદને પુછયું;-"એ અસ્ત્રાથી તું શું કરવા માંગે છે?" જેના જવાબમાં ભગલે કહ્યું કે—" કાચી કેરીને ચીરી જેમ ગોટલો કહાડીએ છીએ તેમ એના નાકને ચીભડા માફક ચીરી અથવા અર્ધું કાપીજ નાંખી પેન કહાડું છું!!" બસ. ધનવંતરી ભગલા હજામ વૈદની આ સૂચના સાંભળતાંજ 'હાય, હાય, મા, ઓ બા' કહેતી મ્હારી માતાના ખોળામાં હું સુઈજ ગઇ. જ્યારે બીજાં બધાં પણ હાય! હાય! બોલી કંપી ઉઠયાં.

ભગલો તો આ સાંભળતાં તથા બધાને ચકિત થયેલા જોઈ આભોજ બની ગયો. તેમાં પણ જ્યારે વૈદરાજે કહ્યું "અરે ઓ બેવકુફ આ કંઈ વાવડી નથી કે પાઘડી બાંધે વાવડી ચસકે, મ્હને તો લાગે છે કે ત્હારી અક્કલ ચસકી છે. વળી એવો ઉપાય થાય ખરો કે?" આભો બનેલો ભગલો વધારે ખીસીયાણો પડયો. પરંતુ એક કવિનું કથન,-

ખર ઘડતાં નર ઘડયો, ને ટુંકા કીધા કાન;
પૂંછ ઘડતાં મુછ ઘડી; ભૂલી ગયા ભગવાન.

એ ન્યાયે તે મૂર્ખ હતો અને જેટલો તે મૂર્ખ હતો તેટલોજ તે મર્દ હતો. એટલે વૈદરાજના આવા શબ્દોથી કંઈ ગાંજયો જાય એમ નહોતો. આ ભર કોર્ટમાં પોતાની ઉત્તમ અને સચોટ યુક્તિની મહાન શોધને નિર્માલ્ય તથા મૂર્ખાઇમાં ગણી હસી કહડાતી જોઈ, તથા તેથી થતી ફજેતીથી બચવાને પોતાના સિધ્ધાંતને સિદ્ધ કરતો બોલ્યો કે–“વૈદરાજ તમેજ ભૂલો છો. આ મ્હોટા શહેરમાં ડાકટરો શું કરે છે?–તે આવા પણ મસ મ્હોટા અસ્ત્રાથીજ તથા નરેણીને કાતરથીજ વહાડ કાપ કરે છે. ને પાછા સીવી લે છે. એટલે ઝટ સંધાઈ જાય છે ને રૂઝઇ જતાં તો પાછું જેવું હતું તેવુંજ થઈ જાય છે. તેમ હું પણ જયાં એ નાક કાપી પેન કહાડી લઉં કે ઝટ બોલાવી રાખો પેલા રામલા દરજીને કે તે ઝટ ટાંકા ભરી લે, ને પછી જો જો કે ઝટ રૂઝઈ જતાં જેવું હમણાં છે તેવું થાય છે કે નહિ?” આ સાંભળી સર્વ મુન્ય બન્યા, અને વૈદરાજ તો સાવ મુન્ય મંતર બની ગયા, કારણ મૂર્ખ મનાતા મગજમાંથી પણ માનવા યોગ્ય દલીલ નીકળી હતી અને તેના ઉત્તર માટે સર્વની સ્હામે ભગલો જોઇ રહ્યો.

આમ વાદવિવાદમાં બધો મામલો અટવાતો જોઇ મ્હારાં માતાજી બોલ્યાં કે–“હવે આનો કંઈ નિવેડો આવશે? આતો મુવું પેલી કહેવત “વૈદ વાળંદને વેશ્યા જેવું હડ મેખળ ને ત્રણ ટેખળ જેવું થયું છે. કોઈને કંઈ સુઝતું જ નથી.’ આ સાંભળતાં મ્હારા પિતાજીએ ભગલાને ઉદ્દેશીને કહ્યું કે “જો અલ્યા નાકમાં પેનનો છેડો જરા દેખાતો છે. તો તું ત્હારી કાતર અગર ચીપીયાથી પકડી ખેંચી કહાડે તો કેમ?

હતાશ થયેલે. ભગલો જેમ કહે તેમ કરવા તૈયાર થયો, ને તેણે મ્હને સમજાવી પટાવી સામે બેસાડી નાકમાં જોયું તો ત્હેને પેનગવરીના દર્શન થયાં, જેથી તેણે સીધ્ધો પણ ન્હાનો ચીપીયો મ્હારા નાકમાં મૂકયો, જે જરા ઉંચે જતાં નાકમાંની સુંવાળી ચામડીને સ્હેજ સ્પર્શ થતાં મ્હને એકદમ છીંક આવી અને તે છીંક ખાતાં તે ચીપીયાની અણી ચામડીમાં વાગતાંજ રકત રંગના રૂધિરની સાથેજ આ બધી ધમાધમનું મૂળ પેલા પેનબાઈ ઝટ બહાર આવી સટ દઈ પોતાને બહાર કહાડનાર હજામ વૈદરાજના ખોળામાં જઇ બેઠાં; જો કે મ્હારી રડારોળે તો ઘર ગજાવ્યું અને તે સાથે મહોલ્લો પણ ગજાવ્યો.

નીકળતું લોહી બંધ કરવા વૈદરાજ તૈયાર હતા. તેમણે તરતજ કંઈ દવા સુંઘાડી ને લોહી બંધ થયું, પણ દુખાવો તથા ચીપીયાનો ઘા તો રહ્યાજ, જે હજી પણ ઘણી વખત સાલે છે, અને તે બીનાની યાદી આપે છે.

થયું ! પેને બજવેલી ભવાઈ પૂરી થઈ; પરંતુ તે દિવસ પછી બીજે દિવસથી વાવડી ચસકી વૈદરાજની બહાદુરીનાં જયાં ત્યાં બધે વખાણ થવા માંડયાં, અને ભગલા ભાઇ જાતે પણ, "જે પેન મ્હોટા વૈદરાજથી પણ નહિ નીકળી તે ગમે તે યુક્તિ પ્રયુક્તિથી આ ફાંકડાને હોંશીયાર હજામ બંદાએ કહાડી, એમ કહી મુંછને આંગડે મ્હોટા ગાંઠી બની જયાં ત્યાં હજામભાઈ વ્હાડ કાપના મ્હોટા વૈદરાજ બની ગયા, અને પોતાની એ હોંશીયારી તથા બહાદુરીના કામની ખાત્રી માટે ખાત્રી પત્રક (સર્ટિફિકેટ) તરીકે દરેક જણને તે પેન કે જે એણે ઘણીજ સંભાળથી અદ્યાપી સુધી જાળવી રાખી છે, તે બતાવે છે, તથા જ્યારે તે મ્હને મળે છે, ત્યારે 'કેમ, બ્હેન, નાકમાંથી પેન કહડાવવી છે ?' કહી હસે છે.

આવા આવા કંઈ કંઈ બનાવો બનવાથી ભણવાની દરેકે દરેક ચીજોપર મ્હને કંટાળો આવ્યો, અને જ્યાં મ્હારી દ્રષ્ટી પડી કે તરતજ તે ચીજોનો કાળ આવ્યોજ સમજવો, કારણ હું તરતજ તેનો નાશ કરતી હતી. અને તેથી હું તદ્દન અજ્ઞાન, અભણ અને અક્ષર શત્રુ રહી, કે જેનો મ્હને પાછળથી ઘણોજ પસ્તાવો થયો અને હજી પણ થાય છે. અને હવેજ પુરૂં સમજાયું છે કે મ્હારા શુભેચ્છક પિતાજીની સૂચના સત્ય તથા મ્હને લાભકારી હતી, કે જ્યારે માતાજીની દલીલ તદ્દન મૂર્ખતા ભરેલી હતી. માટે ભણી ગણી જ્ઞાની થવું એજ જીવનને માટે ઉત્તમ છે.

## દુગ્ધામેં દોનો ગઇ, ન માયા મીલી ન રામ

આવી રીતે મ્હારૂં જીવન પસાર થતું હોવાથી મ્હને કોઈપણ વાતનું જ્ઞાન કે અનુભવ મળી શક્યા નહિ. જ્યારે જ્યારે પિતાજી બ્હારથી આવે ત્યારે ત્યારે મ્હને રમતીજ જુવે, જેથી એક દિવસે તો પોતે કંટાળી મ્હારાં માતાજીને સમજાવતાં કહ્યું કે " જો તું છોકરીને ભણાવવાની ના કહે છે ને ભણવા દેતી નથી, તેમ ઘર કામ પણ શીખવતી નથી, તો ભવિષ્યમાં એનું શું થશે તે કંઈ વિચાર્યું? એમાંથી ગમે તે એક તો પુરૂં થવા દે! ભણવા નથી દેતી તો ઘર કામકાજ. તો શીખવ! જ્યારે જોઉં છું ત્યારે બસ રમતીને રમતીજ" અને એના જવાબમાં મ્હારાં વકીલ દલીલ આપવા તૈયારજ હતાં.

તે બોલ્યા કે. " મ્હને તો લાગે છે કે આ છોકરીનું મ્હોંજ તમને ગમતું નથી, બસ જ્યારે ને ત્યારે એની ને એનીજ વાત કરો છો, બીજી વાતજ નથી. ન્હાના બચ્ચાંને બીજું છે શું? ખાવું ને ખેલવું, અને હોય, એ ઘડી રમે પણ ખરી. મ્હોટી થયા પછી કંઈ રમવાની છે? ને એં, સમ-

જ્યાં કે, તે ક્યાં સુધી? જ્યાં સુધી આપણે ઘેર છે ત્યાં સુધી. સાસરે જશે ત્યાં કંઈ રમવાની છે? ત્યાં તો ઘરરૂપી કેદમાં પડી ગધ્ધા વૈતરૂં કરતી બિચારી મરી જશે. માટે કંઈક તો દયા લાવો? છેકજ આવા પથ્થર છાતીના કેમ થાઓ છો? એ તો એને નસીબે .ડીક છે કે હું બેઠી છું, જો હું નહિં હોઉં તો તમે તો તેને ભણાવવાની લ્હાયમાં બાળી નાંખો અને ઘડી પણ ઠરવા નહિં દો."

બસ, મ્હારે માટે આટલીજ દલીલ બસ હતી. અને જ્યારે જ્યારે પિતાજી ભણવા માટે અથવા ઘરના કામકાજ માટે રહેજે પણ કહેતા કે તરતજ હું મ્હારાં વકીલ માતા પાસે દોડી જઈ રડી પડી, સ્ત્રી ચરિત્રથી તેમને ઉપલી દલીલનું પુનઃ સ્મરણ કરાવી, તે દ્વારા પિતાજીને ઓશીયાળા બનાવતી હતી. જો કે તે સમયે મ્હારૂં આ વર્તન મ્હને લાભ તેમજ સુખદાયક લાગતું હતું, પણ હવે મ્હને તે સમય અને તે વર્તન ઉપર અત્યંત ધિક્કાર છુટે છે. અને ભલા પિતાજીની મ્હારા પ્રત્યેની ભલી ભાવના માટે ત્હેમને અનેક શુભાશીષો તથા તે સમયે મ્હારી મૂર્ખતાએ માનેલા ભલા પણ પાછળથી ભલા પિતાની ભલી ભાવનાનો નાશ કરનાર માતા રૂપે શત્રુને અનેક કુઆશીષો મ્હારા ધર્મ વિરૂધ્ધ બોલી જવાય છે.

ઉપર લખ્યા પ્રમાણે મ્હારૂં વર્તન હોવાથી ન તો વિદ્યા, જ્ઞાન, કે સમજ શક્તિ મળી કે નહિં સંસાર સાગરના રગડાની માહિતી મળી પણ તદન મૂર્ખ, ઠોઠને દરેક વાતે અજ્ઞાન રહી. તે એટલે સુધી કે ઘરમાં હર હંમેશ વપરાતી વસ્તુનું પણ મ્હને ભાન કે જ્ઞાન નહોતું. અને તેમાં પણ એક દીવસે જે મ્હારી ભવાઈ થઈ તે નીચે નોંધું છું. જે વાંચવાથી દરેક માતાને ખાત્રી થશે કે પોતાની બાળકીને અભણ અને અજ્ઞાન રાખવાથી કેવી ને કેટલી ફજેતીની

ધ્વજા બંધાય છે, અને લાડમાં ઉછેરતાં તેનું જીવન કેટલું નષ્ટ અને કંગાલ બને છે.”

## એક પૈસાનો સંચોરો.

એક દિવસે મ્હારા પિતાજી થોડેક દૂર બ્હાર ગામ ગયા હતા તેવામાં એક સગા ગૃહસ્થ કંઈક કાર્ય પ્રસંગે આ ગામમાં આવેલાં તેમણે અમારે ત્યાં ઉતારો કર્યો. તેમને ન્હાપાણી પાયા બાદ મ્હારી માતાએ રસોઈ કરવા માંડી. સીધું સામન કહાડયા. કંસાર માટે લોટ પણ કહાડયો ને દાળ ઓરી; પરંતુ પ્રથમ ગ્રાસે મક્ષિકા યાને બાટલે મ્હોટી ખોટ કે પ્રથમ પાયોજ નહિ.તદવત્ દાળમાં નાખવા ખારો કે જેને સંચોરો કહે છે તે ન હોવાથી મ્હારાં માતાજીએ હું મ્હારી બ્હેનપણીઓ સાથે કુકાદાવ રમતી હતી, ત્યાંથી બોલાવી એક પૈસો આપી ધીમેથી કાનમાં કહ્યું “જા તો બ્હેન બજારમાંથી એક પૈસાનો સંચોરો જરા જલદીથી લઈ આવની!” રમતમાંથી ઉઠી બજારમાં જતાં મ્હને ઘણું દુઃખ લાગ્યું, પણ માતાના મિષ્ટ વચનોએ મ્હને ફરજ પાડી અને ઝટ પૈસો લઈ રમત રમવાની લ્હાયમાં, તેમાં વળી છેક ધીમેથી કાનમાં કહેલું એટલે સાંભળ્યું ન સાંભળ્યું કરી “પાછી ઝટ આવું છું મ્હારો દાવ રાખજો” એવી સખીઓને સૂચના આપતી ઝટ પાછા આવવાના ધ્યાનમાં પવન વેગે બજારમાં દોડી, એક દુકાને કેટલાક ઉભા રહેલા માણસોની વચમાં માથું મારી ભરાઈ તે દુકાનદારને કહેવા જાઉં છું ત્યાં મ્હારો હાથ ત્યાં ઉભા રહેલા એક માણસના ગજવા પર પડયો. તે ચમકયો અને સમજયો કે આ ભીડમાં કોઇ બદમાશ તેના ગજવામાં ચોરી કરવાના ઇરાદે હાથ ઘાલે છે. એટલે તેણે ઝટ મ્હારો હાથ ખુબ જોરથી પકડયો અને દબાવતાં બોલ્યો કે ‘એઇ ઓ હરામખોર, ચોરી કરે છે કે?” અને મ્હારા ખુબ જોરથી પકડેલા હાથને તેટલાજ જોરથી ધકકો માર્યો. ત્હેના જોર આગળ મ્હારૂં કંઈ ગજું ન હોવાથી હું એકદમ પાછી પડી. ત્હેનો

તથા તે પુરૂષના જોશ ભર્યા હાથને ધક્કો ત્યાં ઉભા રહેલા બીજા કેટલાક પુરૂષોને લાગતાં કોઇને મ્હોંમાં તો કોઇને ગાલમાં તો કોઇને આંખમાં ને એકને તો બરોબર નાકપર વાગતાં બીજાં તો સ્હેજ ગબડયાં પણ નાક પર વાગેલો તો નસકોરી ફુટવાથી લોહી લુહાણ થઈ ગયે. બીજાં જે ગબડયાં તેનો ધક્કો બજારના સાંકડા રસ્તા પરથી પસાર થતા કેટલાકને લાગતાં તેઓની પણ એજ સ્થિતિ થઈ. જેમાં એક બિચારા વયોવૃદ્ધ માજી પણ અફળાઇ પડયાં અને જીંદગી સુધી એક પગે લુલાં રહ્યાં જે હજી પણ બિચારાં ખોડંતી ચોડીયે હીંડે છે. અને જ્યારે મ્હને મળે છે કે જુવે છે ત્યારે અનેક શુભાશીષો આપે છે. આ બધો વૃતાંત લખતાં જેટલો સમય ગયો તેના કરતાં ઘણા ઓછા સમયમાં ઉપર લખી બાના બની હતી. અસ્તુ.

મ્હારો હાથ દબાતાં મ્હારી બંગડી નંદવાઇ ગઈ, તેની કાચની અણીઓ મ્હને વાગવાથી તેમજ ભીડમાં પડી જવાથી મ્હેં એકદમ ચીસ પાડી. ત્યાં મ્હને ધક્કો મારનાર પુરૂષ ઝંખવાણો પડી બોલી ઉઠયો કે “હત તારીની! આતો કો!ક છોકરી છે!” એટલામાં એક ગૃહસ્થ મ્હને ઉભી કરતાં તે પુરૂષને ઉદ્દેશીને બોલ્યાં કઃ—

“કેમ! ભાઈ શું થયું? હરખ વા, ઝુલણુ વા, કે ચ્હીડીયો વા થઇ આવ્યો કે એકદમ એક ધક્કાથી આ બિચારી છોકરીને પાડી નાંખી અને તે સાથે બીજાઓને પણ ગબડાવ્યાં!” બીજા એક ગૃહસ્થ કે જે તેમની પાસેજ ઉભા હતા તે બોલ્યા કે “અરે સ્હવારના પ્હોરમાં શેઠને ચમક વા થયો હશે. હેં શેઠ, એ તમને ચમક વા શેનો થયો?” તેણે શરમાતાં શરમાતાં કહ્યું કે “આ છોકરીનો હાથ મ્હારા ગજવાને લાગ્યો એટલે કોઇ બદમાશ મ્હારા

ગજવામાંથી ચોરી કરે છે એમ ધારી તેને પકડવા મ્હેં તેનો હાથ પકડ્યો તો બદમાશને બદલે તો આ બિચારી બાળકી પકડાઈ તથા ધક્કાથી પછડાઈ પણ ગઈ. ત્યાં ભેંસના ધણી પાડાના જેવા એક જાડા નરે કહ્યું કે "અડે માડા મેડબાન, પડઠમ જડા જોવું ટુંટો ખડું ?" તેમજ જેને જેને વાગ્યું હતું તે સર્વે ધીમે ધીમે એક સામટા તે ધક્કો મારનાર પુરૂષ ઉપર ઉતરી પડ્યાં અને તેણે આ બધી ધમાધમનું મૂળ હું તથા મ્હારી ઉતાવળને બતાવી. હું ન્હાની છોકરી જોઈ સર્વે શાંત પડયાં અને તેમાંના એકે મ્હને પૂછ્યું "છોકરી શું લેવા આવી છે ?" મ્હેં એક તો મારી માતાનું કહેવું પુરેપુરૂં સાંભળેલું નહિ, ને તેમાં વળી ઉપર લખેલી ધમાલમાં સંચોરાનું નામ ભૂલી જવાથી કહ્યું કે "સસરો" જે સાંભળતાંજ સર્વે જણા "મ્હે" કહી ચકિત થતા હસવા લાગ્યા. બીજા ગ્રહસ્થે પાછું પૂછ્યું, "હેં શું ?" મ્હેં કહ્યું "એક પૈસાનો સસરો." ત્યારે તેણે સર્વેને સંબોધીને કહ્યું "લ્યો સાહેબો ! સાંભળ્યું ! આ છોકરી તો બજારમાં સસરો લેવા આવી છે. અને તે પણ વળી એક પૈસામાં. છે કોઈ વેચાઉ સસરો? કે એક પૈસામાં સસરાનો લ્હાવો લેવા ઈચ્છનાર ઉમેદવાર ?" આ સાંભળતાં વધારે હસતા પ્રથમના ગૃહસ્થે વળી પૂછ્યું, "કોણે મંગાવ્યો છે ?" મ્હેં કહ્યું "મ્હારી બાએ." તેણે પૂછ્યું. "કેમ. ઘરમાં નથી ?" મ્હેં કહ્યું. "ના, પતી ગયો છે." તેણે પૂછ્યું, "શું કામ મંગાવ્યો છે ?" મ્હેં કહ્યું "મ્હારે ઘેર પરોણા આવ્યા છે તેને માટે મ્હારી બા કંસાર કરે છે તેમાં નાખવો છે." એ સાંભળી વળી સર્વે હસ્યા. આમ કેટલોક વખત ચાલતે પણ દુકાનદારે તેની ઘરાકી ખોટી થવાના ભયે મ્હને કહ્યું કે "જા બ્હેન ઘેર જઇ ત્હારી બાને કહેજે કે બજારમાં સસરો વેચાતો નથી મળતો."

મ્હારી વાતથી આમ સર્વેને હસતા જોઈ હું મુંઝાઇ અને ખીસીયાણી પડી ગઈ એટલુંજ નહિ પરંતુ બંગડી નંદવાયાથી તેની અણી સ્હેજ મ્હારા હાથમાં વાગી હતી તે પણ ભૂલી જઈ આ મુશ્કેલીમાંથી જતા રહેવાનું કરતી હતી, એટલામાં દુકાનદારના આ શબ્દો સાંભળતાંજ હું એકદમ ચાલી અને ઘરમાં પેસતાં ઉમરો ઓળંગતાંજ મ્હારી માતાને સંબોધીને મ્હોટેથી મ્હેં કહ્યું કે "બા, બા, બજારમાં સસરો વેચાતો નથી મળતો" અને મ્હારી બાને પૈસો પાછો આપવા રસોડા તરફ જતી હતી ત્યાં તો મ્હારી અજાયબી વચ્ચે પાછળથી અવાજ સંભળાયો કે "શું ?" હું એકદમ અટકી અને પાછળ ફરી જોયું તો તેજ સમયે મ્હારા પિતાજી બહારથી આવતા જણાયા. તેમણે મ્હને ફરી પૂછયું "અજાણી, બજારમાં શું નથી મળતું ?" મ્હેં કહ્યું "સસરો." આ સાંભળતાં પોતે ચમકયા અને મ્હારી અજ્ઞાનતા તથા મૂર્ખાઈપર હસતા બોલ્યાં "કોનો સસરો ? ત્હારો કે મ્હારો ?" મ્હેં કહ્યું ના ! મ્હારી બાનો એણે બજારમાંથી એક પૈસાનો સસરો મંગાવ્યો છે, પણ બજારમાં વેચાતો નહિ મળ્યો.' તે બોલ્યાં "કયાંથી મળે. મ્હારા બાપ બજારમાં વેચાતા હોય તો મળે ને ? ત્હારી હોંશીયાર ને જ્ઞાની બા, આજે મ્હારા બાપને બજારમાં એક પૈસે વેચાવે છે તો કાલે મ્હને કોણ જાણે કેટલે વેચાવશે ?" આમ વાતો કરતાં અમે પિતા પુત્રી રસોડામાં ગયાં. ત્યાં એમણે મ્હારી બાને પૂછયું. "મ્હારા બાપ બજારમાં એક પૈસે વેચાય છે શું કે છોકરીને તે લેવા મોકલી હતી. ?" મ્હારી બા આ નવીન વાત સાંભળી અજબ થતાં બોલ્યાં "મ્હેં કાંઈ તમારા બાપ મંગાવ્યા નથી ! ' અને મ્હને સંબોધી બોલ્યાં કે "અલી, મ્હેં તને શું લેવા મોકલી હતી. ?' મ્હેં કહ્યું

'એક પૈસાનો સસરો.' આ સાંભળતાંજ પિતાજી બોલ્યા 'લે સાંભળ, હવે ખાત્રી થઈ? હજી ભણવા નહિ દે! શું સાણું સંચોરાનો સસરો!' મ્હારા માતાજી સ્હેજ ગુસ્સામાં આવી બોલ્યાં કે "સસરાને શું કરવો હતો? બાળવો હતો? મ્હેં તો સંચોરો મંગાવ્યો હતો; જો રાંડ બજારમાં સસરો લેવા ગઇ હતી.' પિતાજી બોલ્યાં. 'એ બધું નહિ ભણાવવાનું ફળ.' એટલામાં તેમની નજર મ્હારા હાથ ઉપર પડી અને તે ભુચો જોઈ મ્હને પૂછ્યું કે "અરે! આ ત્હારો હાથ બાંડો કેમ?' જેના જવાબમાં બજારમાં બનેલી સર્વે હકીકત મ્હેં યથાસ્થિત કહી સંભળાવી; જે સાંભળતાં માતાજી દિલગીરી સાથે ગુસ્સે થયાં જ્યારે પિતાજી ધીમે રહીને મૂછમાં હસતાં બોલ્યાં કે 'આજ દિન સુધી એની સાથે ત્હારી ને મ્હારી આબરૂ ઘરમાંજ હતી તે આજે બ્હાર બજારમાં છડે ચોક જાહેર થઈ, માટે હજી કાંઈ સમજાય તો સમજ ને બગડતું સુધાર કે એનું જીવન સુધરે, નહિ તો પછી ભોગ સૌના. હું શું કરીશ.' એટલામાં મેમાન બ્હાર ગયા હતા તે આવ્યા, જમ્યા ને પાછા પોતાને ગામ ગયા.

કોઈ પણ સારી યા બુરી વાત ગુપ્ત રહેતીજ નથી. કહેવતમાં પણ કહ્યું છે કે "વા વાત લઈ જાય' અને એ ન્યાયે હું સંચોરાને બદલે સસરો લેવા ગઈ હતી તે વાત ધીમે ધીમે એકને મ્હોંડેથી બીજાને ને બીજાથી ત્રીજાને થતાં જ્યાં ત્યાં મ્હારી તેમજ મ્હારા માત પિતાની ફજેતી થઈ, અને હજી પણ થાય છે. કારણ તે પ્રસંગને પ્રત્યક્ષ જોનાર તથા અનુભવ ને આનંદમાં ભાગ લેનાર કેટલાએ જનો, જે હજી આયુષ્યમાન છે તે, મ્હને જોઈ તે પ્રસંગ પુનઃ યાદ કરી અન્ય અજાણ્યાંઓને સંભળાવી હસી હસી આનંદ લે છે.

હે પાઠકગણ, હવે ત્હારી ખાત્રી થઇ હશે કે મ્હારાં

અક્ષરશત્રુ માતાના અજ્ઞાનપૂર્ણ ઉપદેશથી તથા મ્હને ભણવા ગણવા ન દેવાની ખોટી અને હાનીકર્તા જીદથી મ્હારી જીંદગી કેવી ખરાબ અને કંગાલ બની. અને આથી પણ વિશેષ નુકસાનકર્તા બનાવો જે હવે પછી નોંધું છું તે વાંચ્યાથી ત્હારી વિશેષ ખાત્રી થશે. માટે મ્હારા હિંદવાસી બંધવેને મ્હારી વિનંતિ છે કે જો પ્રભુએ એક પણ પુત્રી આપી હોય તો કેળવણીથી કેળવી વિદ્યા અને જ્ઞાનરૂપી ચક્ષુઓ જરૂર તેને આપજોજ કે જેથી સંસારમાં સુખી થવાના રસ્તા જોઈ, સમજી, તેજ રસ્તેથી સુખાલયમાં જઈ સદા જ્ઞાન ગમ્મતે આનંદ ભોગવી પોતાનો તથા સંબંધીઓનો જન્મ સફળ કરે.

તેમજ મ્હારી સર્વે હિંદવાસી બ્હેનોને મ્હારી શીખામણ છે કે, જરૂર તમે ભણવા પર ચોક્કસ ધ્યાન આપી જ્ઞાન પ્રાપ્ત કરજો જ. કે જેથી તમારૂં જીવન અજ્ઞાનતાના અંધારામાં છતે ચક્ષુએ અટવાઈ અંધ ન થતાં સદા જ્ઞાન પ્રકાશમાં આનંદથી સર્વ ઉપભોગ ભોગવતાં તમે સ્હેલથી સુખાલયમાં આનંદ આનંદ કરો. અસ્તુ.

મ્હારી ઉપર દર્શાવેલી થયેલી ફજેતીથી મ્હેં મનમાં નિશ્ચય કર્યો કે હવે મ્હારે જે કામ કરવું તે ઘણુંજ ચોક્કસ ને આગ્રહ કરવું. અને તે એવી હોંશીયારીથી કે મ્હારા પિતાજી જોતાં ને વાર બસ છક થઈ જાય અને મ્હને સાબાશી આપે. તે પ્રસંગ આવતા વાર ન લાગી. અને તે પ્રસંગે મ્હેં મ્હારી અક્કલનો ઉદાર ખર્ચ કરી જે હોંશીયારી બતાવી છે તે હવે નીચે નોંધું છું.

## નાણાંની નોટ, તેની મંડાયેલી લોથ.

સંચોરાને બદલે સસરાની વાત તો હજી તાજીજ છે, એટલામાં એક દિવસે એક માણસ મ્હારા પિતાજી પાસે પાંચ રૂપિઆ માંગતો હશે તો લેવા આવ્યો. મ્હારા પિતાજીએ તેને

બેસાડી પેટી ઉઘાડી જોયું તો ઘર ખર્ચમાંથી રહેલી ફક્ત દસ રૂપિઆની કરન્સી નૉટ હતી. તે શિવાય બીજું છુટું નાણું કંઈજ ન હોવાથી તે નોટ વટાવવા જવા તેમણે મ્હને બોલાવી. હું તે સમયે મ્હારી બા પાસે બેઠેલી હતી. 'સર્વે વાતે ડાહ્યા થઈયે, જે કામ કરીયે તે ચોકકસ ને વિચારીને કરીયે, હોંશીયાર થઇયે' વિગેરે શીખામણો તેઓ મ્હને કહેતા હતા અને હું સાંભળતી હતી. તેવામાં પિતાજીની બુમ સાંભળી ઉઠી ઉભી થઈ એટલે બા બોલ્યાં કે "મ્હેં કહ્યું છે તે ધ્યાંનમાં રાખજે હોં કે ?" મ્હેં કહ્યું.' અરે હવે તમે જુવો તો ખરા કે કેવું સરસ કામ કરૂં છું. અને બા, મ્હેં પણ મનમાં તમારા કહેવા પ્રમાણેજ નકકી કર્યું છે. એમ કહી પિતાજી પાસે જઈ મ્હેં પૂછયું 'કેમ શું કહો છો? તેઓ નૉટનો કાગળ મ્હારા હાથમાં મુકતાં બોલ્યાં કે આપણા પાડોશી ભુખણદાસને ત્યાં જઈ ઝટ 'વટાવી આવ' મ્હેં ગડીબંધ કાગળ હાથમાં લીધો અને ઘરની બ્હાર નીકળવા જતી હતી એટલામાં ઝટ વિચાર આવ્યો કે આટલો કાગળ વટાવવા બીજાને ત્યાં જવું તેના કરતાં ઘરમાંજ કેમ ન બને ! તેમજ મ્હારી અકકલ હોંશીયારી બતાવવાનો આ ઘણોજ સારો પ્રસંગ છે ધારી બીજો લાંબો વિચાર ન કરતાં બીજે બારણેથી તરત પાછી ઘરમાં આવી, નીસાતરો, વાટણીયો, પાણી અને ઉપર મીઠું લઈ જે મંડી પડી તે કાગળના ઝીણા ઝીણા કકડા કરી મલમ જેવા વાટી નાખ્યા અને એક ન્હાની ગોળી બનાવી, જ્યાં મ્હારા પિતાજી તથા નાણાં લેવા આવનાર બેસી આનંદે વાત કરતાં હતાં ત્યાં જઈ ઘણાજ આનંદ ને ઉત્સાહથી, વાટવાના શ્રમને લીધે હાંફ પણ ચ્હડી હતી તેથી હાંફતાં હાંફતાં પિતાજી પ્રત્યે બોલી 'લ્યો બાપુ.' તેમણે જાણ્યું હું રૂપિઆ લઇ આવી હઈશ તેથી પોતાનો હાથ લાંબો કર્યો કે ઝટ મેં તે હાથમાં ગોળી મુકી દીધી તે જોતાંજ

તેઓ બોલ્યાં "આ શું ?" મ્હેં કહ્યું "તમે જે કાગળ વાટવા આપ્યો હતો તે, જુવો કેવો મજેનો ઝીણો માવા જેવો વાટયો છે ?" આ સાંભળતાં તેઓ હતાશ અને ઉદાસ થઇ ગયાં અને બોલ્યાં "કોણે ત્હેં ?" મ્હેં કહ્યું, ત્યારે બીજા કોણે ? ગમે તેવી દાળ એક સપાટામાં વાટી નાંખું તો આ કાગળના તે શા હિસાબ! એમાં વળી ભુખણદાસકાકા શું વાટવાના હતા ?" આ સાંભળતાં મ્હારા શાંતરૂપી પિતા શાંત રહ્યા, તોપણ એટલું તો બોલ્યાં કે, "ના, ના, એને તે શું આવડે ? વાટતાં તો તનેજ સારૂં આવડે છે કે એક ભેળું સામટું બધુંજ વાટી નાખ્યું." હું ઉમંગથી સાબાશીના શબ્દો સાંભળવાની આશમાં તો ઉભી હતી તે આ શબ્દોને તેજ રૂપમાં માની લઈ, આ મ્હારી હોંશીયારીની વાત કહેવા ઝટ મ્હારી બા પાસે દોડી ગઈ. તેણે મ્હને જોતાંજ પૂછયું "કેમ શું કરી આવી." મ્હેં કહ્યું "બસ ચોકકસ આજનું કામ એવું કર્યું છે કે મ્હારા બાપુ પણ રાજી રાજી થઈ ગયા છે. હવે દરરોજ એવુંજ ને એમજ કરીશ અને એવું સરસ કરીશ કે બાપુને કાંઈપણ બોલવાનું, કે તમને રોજ ટોક ટોક કરે છે તે ટોકવાનુંજ નહિ રહે. મ્હારાં બા બોલ્યાં "હા બ્હેન એમજ કરવું, સમજી ? પણ...."આમ અમારી વાતો ચાલે છે ત્યાં નાણાં લેવા આવનારને ગમે તેમ સમજાવી, મ્હારા પિતાજી જ્યાં અમે વાતો કરતાં હતાં ત્યાં આવ્યા એટલે ઝટ મ્હારી બા મ્હને કાંઈક કહેવા કે પૂછવા જતા હતા તે છોડી દઈ એકદમ હર્ષભેર બોલી ઉઠયાં "કેમ આજે તો છોકરીના કામથી રાજી થયા ને ? અરે એવું એવું કરતાં એની મેળે હોંશીયાર થશે. નકકામો બળાપો કરો છો, અરે એ મ્હારી છોકરી એવી તો ડાહી, હોંશીયાર ને અકકલબાજ છે કે એના જેવી તો આપણા આ મ્હોલ્લામાં તો શું પણ આખા ગામમાં નહિં હોય સમજ્યા !" તે સાંભળી પિતાજી બોલ્યાં, "કયાંથી હોય ? જેનાં નસીબ ફુટ્યાં હોય તેને ઘેરજ ત્હારા જેવી ભાર્યા

અને આ મૂર્ખ જેવી છોકરી હોય." આ સાંભળતાંજ હું ચમકી ને ધાર્યું કે વળી કાંઈ સંચોરાનો સસરો થયો કે શું ? એટલામાં મ્હારી બા બોલ્યાં "કેમ એમ બોલો છો તે? શું આજે તમારૂં કામ કાંઈ ખોટું કર્યું ?" તેમણે કહ્યું "ના, ઘણુંજ સારૂં કર્યું કે જેથી હવે આ આખો મહીનો પૈસા વગર રવડવાના." મ્હારી બાએ પૂછ્યું "કેમ ?" તેઓ બોલ્યા "આ મહીને પરચુરણ ખર્ચના જે દસ રૂપિઆ રાખ્યા હતા તે નોટના રૂપિઆ લેવા આ છોકરીને મોકલી તો તેણે પોતાની અભણ અને અજ્ઞાની અકકલનો ઉપયોગ કરી ઓરસીયો, પથ્થરને પાણી લઈ તેને દાળની માફક વાટી નાંખી એટલે દસ રૂપિઆની છોકરીને રમવા ગોળી થઈ. લે હવે રાખજે ને એમાંથી ખર્ચ કરજે." એમ કહી ગોળી મ્હારી બા ઉપર ફેંકી. મ્હારી બા બોલ્યાં "હાય, હાય, મુવું એવું કર્યું ?" તથા મ્હને સંબોધીને બોલ્યાં કે "મેર રાંડ એવું કર્યું અને અહીં આવીને તો ડાહીલી ડંફાસ મારવા બેઠી !" મ્હેં કહ્યું. "હું શું જાણું ! મ્હેં કયે દિવસે એવી નોટ ફોટ જોયેલી ને વટાવેલી કે જાણું ?" ઘણીજ દિલગીરી સાથે મ્હારા પિતાજી બોલ્યાં "અરેરે આ છોકરીને જરા પણ જ્ઞાન કે ભાન નથી. તો એનો જન્મારો કેમ જશે !" તેમજ મ્હારી માતાને ઉદ્દેશીને બોલ્યાં કે "રાખ, રાખ, હજી અભણ રાખ. નતો નિશાળે જવા દે, કે ન તો ઘરમાં શી ખવા દે. પોતે અભણ એટલે છોકરીને પણ તેવીજ રાખવાનાં લે ચાખ આ ફળ. આજે તો રૂપિઆ દસની હોળી ઉઠાડી, અને આગળ ઉપર તો કોણ જાણે કેવાંએ પરાક્રમ કરશે !" આમ બોલી બળાપો કરતાં તેમાં વિશેષ મ્હારે માટે બળાપા સાથે ચિંતા કરતાં બ્હાર જઈને બેઠાં.

આટલુ થયા છતાં પણ ન તો મ્હારી કે મ્હારા માતાની

આ..ખ ઉઘડી; અમે આમને આમ કેટલોક વખત પસાર થઇ ગયો.

હે વાંચનાર, તું પુરૂષ હો કે સ્ત્રી હો, જે હો તે હો. પરંતુ આ મ્હારી કર્મકથા વાંચતાં કંટાળીશ નહિ. આમાંથી તને ઘણું સમજવાનું અને શીખવાનું મળશેજ મળશે. કારણ એકને જે અનુભવ તે બીજાને શીખામણ રૂપ છે.

## મ્હારાં લગ્ન.



એ તો આ જગતમાં નિશ્ચળ નિયમ છે કે પુત્રના જન્મ સમયે સર્વેને જેટલો આનંદ થાય છે તેટલો પુત્રીના જન્મ સમયે નહિજ. એટલુંજ નહિ પરંતુ પુત્રને રત્ન કહી તેની આસના-વાસના અને લાલન-પાલન ઘણાંજ હોંસ અને ઉત્સાહથી થાય છે, જ્યારે પુત્રીને પથ્થર કહી, તેની આસના વાસના પુત્રના જેટલી હોંસ ને ઉત્સાહથી ન થતાં તેને રાંડ, રાંડ ને મર—મરથી નિવાજે છે. પુત્રનું મરણ થતાં તરતજ કહેવાશે કે " અરેરે! રાંકના નસીબમાં રત્ન ન છાજ્યું!' જ્યારે પુત્રીના મરણ સમયે કહેશે કે "હશે બ્હેન બોરડીનો કાંટો ચમચમીને રહેશે; પણ એની જીંદગીભરની દુગ્ધામાંથી તો મટયાં!" સત્ય રીતે એનું કારણ જોતાં એજ જણાય છે કે પુત્રીના જન્મથી તે જીવન પર્યંત તેના માતપિતાને અનેક જાતનાં કષ્ટ સહેવાં પડે છે. અને તેથીજ કહ્યું છે કે પુત્રીનો જન્મ તેના માતપિતાને ખરેખર દુઃખદાયકજ છે. પુત્ર એ ઘર ગોટીયું ધન છે; એટલે એને કંઈ નહિ હોય તો પણ ચાલે;

પરંતુ પુત્રીને તો બાળપણથીજ સારાં વસ્ત્ર તથા સોળે શણગાર જોઈએ છે; જે ટુંકી કમાઈવાળાને અનહદ દુઃખનું કારણ છે. છતાં પણ જ્યારે તે વયમાં આવે છે ત્યારે તે પથ્થરને પોતાને ઘેરથી ઉંચકી અન્યને ઘેર પધરાવતાં જે કષ્ટ પડે છે અને તેમાં વળી પ્રથમ તેને માટે સારૂં ઘર ને હોંશીયાર વર મેળવવાને જે ફાંફાં મારવાં પડે છે તે તો પ્રભુ તોબા! કારણ જો ઘર સારૂં હોય તો વરમાં કાંઈક ન્યુનતા હોય ને જો વર સારો હોય તો ઘરમાં ન્યુનતા હોય. કદાચિત બન્ને સારાં હોય તો સાસુ સસરા લાંઠ! એવા સંજોગમાં પુત્રીનો જન્મારો કેમ જશે તે વિષેની મ્હોટી ચિંતા (આ વિષયમાં કન્યા વિક્રયનો સમાવેશ થતો નથી) અને છેવટમાં કન્યાના માતા પિતાના હાથ મ્હોં નીચા, એટલે સદાયે વ્હેવાઈ વ્હેવાણના બોલ સાંભળવાના; તેમ છતાં કદાચ પ્રભુ કૃપાએ પુત્રીને જો સારૂં સાસરૂં મળ્યું તો તો ઠીક, નહિ તો પછી તેના તરફની મ્હોટી હોળી દરરોજ બળતી અને તેથી થતી ધમાધમ, લ્હડાલડ ને ફડાફડની લીલા તો કંઈ જુદીજ. અને તેથી એક કવિનું કથન સત્ય છે કે:—

સુખી દુનિયામાં એજ છે, જેને નથી કંઈ નોકરી,
દુઃખી દુનિયામાં એજ છે, જેને છે એક છોકરી.
સાંભળેલું ભૂલી જવાથી મ્હેં ગોઠવીને લખ્યું છે. અસ્તુ.

આગલા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે મ્હારૂં વર્તન હોવાથી મ્હારા પિતાજીએ વિચાર્યું કે “ આ છોકરીથી દિન પર દિન થતી આવી ભૂલો, જેમ વિશેષ પ્રકાશમાં આવશે તેમ જનમંડળમાં તેને માટે હલકો અભિપ્રાય બેસતાં પછીથી કોઈ એનો વધૂ તરીકે સ્વીકાર કરશે નહિ એટલે કે પરણશે નહિ. તેમાં વળી હવે જમાનો ફેરવાતો જાય છે. જ્યાં ત્યાં મ્હોટા શહેરોમાં કન્યા કેળવણી અપાતી જાય છે, અને

હવે જે તે કેળવણી લીધેલી કન્યા વધૂ તરીકે લેવાને ઈંતેજાર થતા જાય છે, તો જ્યાં સુધી તેવી કન્યા મળશે ત્યાં સુધી આ અભણ છોકરીને કોઇ લેશે નહિ. અને કદાચ કોઈ લેશે તો ઘર–વર કે સાસરામાં કંઈ પણ ન્યુનતા તો હશેજ. જેથી છેવટે "ભાઇને કોઈ દેનાર નહિ ને બાઇને કોઈ લેનાર નહિ." તે પ્રમાણે ખાટી થતી છાશ ઉકરડે ઢોળવી પડશે, અને તેના ફળ મ્હારે જીંદગી પર્યંત ભોગવવા પડશે. માટે હવે કોઈ પણ પ્રકારે એનાં લગ્ન કરી દેવાં સારાં છે." આમ નિશ્ચય કરી મ્હારે માટે મ્હારા ભાવિ પતિની શોધ કરવા માંડી.

મ્હારી જન્મભુમિમાં મ્હારી પૂરી ખ્યાતી થયેલી હોવાથી વધૂ તરીકે કોઇ મ્હારો સ્વીકાર નહિ કરે એવું મ્હારા પિતાજીને જણાયાથી છેવટે તેમણે શહેરમાં તપાસ કરવા માંડી. જો કે મ્હારી માતાનો વિચાર તો મ્હને ગામડાંમાંજ દેવાનો હતો અને તેથી પોતે ત્યાંજ તપાસ કરતાં હતાં.

## મ્હારા ગામડીયા પતિ "મંછી મંછી મ્હારી વહુ આવી."

એક દિવસ મ્હારી બા નદીએ પાણી ભરવા ગયાં હતાં ત્યાં અમારા ગામડામાં થોડાજ દિવસ થયાં આવી રહેલી અમારી ન્યાતની એક સ્ત્રી મળી. તેની જોડે મ્હારી બાની એક ઓળખીતી પણ હતી. તેણે વાતમાં ને વાતમાં મ્હારા લગ્ન વિષે વાત કહાડી અને નવીન આવેલી સ્ત્રીએ તે સાંભળતાંજ ઉપાડી લીધી, અને તે ભેળા પોતાને એક છોકરો છે અને જો નજરમાં આવે તો તેની સાથે મ્હારા લગ્ન કરવાની સીફારસ કરવા પણ ચૂકી નહિ. આ સાંભળતાંજ મ્હારી બા "જોઈતું હતું ને વૈદે કહ્યું" ન્યાયે ભાવતું મળેલું જાણી ઘણાજ હર્ષમાં આવી ગયાં, અને તે વર અને ઘર જોવા તથા તે

સંબંધી વાતચીત કરવા સ્હાંજના જવાનો ઠરાવ કરી ઘેર આવી દા.ને ડાગે સ્હાંજની રાહ જોતાં બેઠાં.

દરેક કુદરતી કાર્ય તેના નિર્મેલા નિયમ પ્રમાણેજ થાય છે. તદ્દવત્ સમય એટલે વખત પણ તેને માટે નિર્મેલા નિયમ પ્રમાણેજ પસાર થાય છે. તોપણ અમુક દિવસે, અમુક સમયે, અમુક કાર્ય કરવું છે એ નિશ્ચય થયા પછી તો તે કાર્ય થયા પર્યંતનો વચલો સમય એટલો બધો લાંબો અને કંટાળા ભર્યો લાગે છે કે કેમે કર્યો નીકળતો નથી.

તે પ્રમાણે માતુશ્રી પણ નદી રેથી ઘરમાં આવ્યાં ત્યારથી સ્હાંજની રાહ પાણી પેઠે જોવા લાગ્યાં. કંઇ કેટલીએ વાર બ્હાર બારણે ગયાં ને પાછાં આવ્યાં, વળી સ્ત્રી સ્વભાવ પ્રમાણે "મુવો આજ દિવસ કેટલો લાંબો લાગે છે; રોયો કેમે કર્યો નીઠતોજ નથી?" વિગેરે બડબડાટ ને ગણગણાટ તો ચાલુજ હતો. કંઇ કંઇ ઘર કામ હાથપર લીધાં તો લગભગ બધાંએ અધુરાંજ રહ્યાં અને જેટલાં થયાં તેમાં પણ કંઇ આડનું ચોડજ થયેલું. પિતાજી સાથે આ સંબંધમાં વાર્તાલાપ કરવામાં કેટલોક સમય જાત પરંતુ તે તો પ્રભાતનાજ કંઇ કાર્ય પ્રસંગે પાસેના ગામડામાં ગયા હતા. અંતે ધારેલો સમય થવા આવ્યો એટલે પોતે પણ તૈયારી કરવા માંડી અને સ્હેજ નમતો પ્હોર થતાં ઘણા હર્ષ અને ઉત્સાહમાં પોતાના ભાવિ જમાઇરાજને જોવા ધમધમતાં તેમને ઘેર પધાર્યાં.

જે સમયે તેઓ ત્યાં પહોંચ્યાં તે સમયે ઉમરામાં એક છોકરો, જેની સાથે મ્હારા લગ્ન કરવા માંગતાં હતાં, તેનાં દર્શન થયાં. તે મ્હારાં માતાને જોતાંજ મોટે અવાજે પોતાની માતાને સંબોધીને બોલ્યો કે "મંછી, મંછી, તું બપોરના બાપાને જે કહેલી હતી તે મ્હારી વહુ આવી."

મંછાકોર અંદરના ભાગમાં હતા તે વહુ આવે છે જાણી ફુલાયાં પણ છોકરાને રૂઢી વિરૂદ્ધ બોલતો સાંભળી તરતજ બબાળ્યાં "મેર મુવા પીટ્યા ત્હારેથી એમ બોલાય કે?" છોકરે ઉત્તર આપ્યો "તે.......મ્હેં એને બોલાવી નથી. લે તું બોલાવ, આ આવી."

એટલામાં આ બધી વાત સાંભળતાં મનમાં કાંઇક ગુંચવાતાં મ્હારાં બા ત્યાં જઈ પહોંચ્યાં. તેમના ચાલવાનો પગરવ સાંભળી મંછાકોર અંદરથી વગર જોયે હર્ષથી બોલ્યાં "આવ વહુ આવ." હવે તો ઘરમાં વહુ આવશે, મ્હને સાસુજીનો લ્હાવો વીતશે, અને એવા એવા બીજા કંઇ કંઇ વિચારથી આનંદ પામતી મંછાકોરને વહુ આવે છે કે બ્હેવાણ તે જોવા સરખી પણ ધીરજ રહી નહિ, અને "વહુ" કહી આવકાર દીધો. મ્હારાં બા એક તો મા દીકરાની વાત સાંભળી મનમાં ગુંચવાતાં હતાં તેમાં વળી પોતાને "વહુ" કહી બોલાવતાં સાંભળી તરતજ ખંચાયાં-અટક્યાં, કંઇક આશ્ચર્ય પામી મ્હોડે હાથ દીધો, અંતે ઉતરી ગયેલું પણ પરાણે હસતું મ્હોં રાખી, સંકોચ પામતાં ધીમે પગલે અંદર મંછાકોર પાસે જતાં બોલ્યાં "બ્હેન મ્હારે તો વર છે. બીજો કરવો નથી. હું તો મ્હારી અજાણીને સારૂ વર જોવા આવી છું." વહુને જોવાને અધીરાં થઈ રહેલાં મંછીબાતો વહુને બદલે બ્હેવાણને જોઇ આભાંજ બન્યા-ઝંખવાણા પડ્યા, મ્હોં લેવાઈ ગયું, હૃદય જોરથી ધડકવા લાગ્યું, શરીર જરા કંપ્યું, અને આંખની આસપાસ સ્હેજ પાણી ભરાયાં. બ્હેવાણ મળવા આવવાના હતા તે પોતે જાણતા હતાં છતાં પણ પુત્રના શબ્દે દોરવાઈ જે ભૂલ કરી. તે વિચારે પસ્તાતા અંતઃકરણને ડહોવી નાખ્યું. છેવટે જાણે લુગડાંને છેડે હાથ મ્હોં લૂછતાં હોય તેમ ભીની આંખ લુછી, સ્હેજ હસતું મ્હોં કરી દિલગીરી દર્શાવતાં બોલ્યાં "અરે!

આ તો તમે છો ? આવો મ્હેન આવો બેસો. મુઇ રાંડ હું તો એમ સમજી કે તમે તમારી છોકરીને મ્હને દેખાડવા મોકલી હશે !" મ્હારી બા બેસતાં બોલ્યાં "અં: એમ કે ? હોય એમાં શું ! પણ મ્હને અહીં આવતી દેખી એણે જે કહ્યું કે "મ્હારી વહુ આવી" તે મ્હેં સાંભળ્યું, અને તમે જે બોલ્યા તે પણ સાંભળ્યું." મંછાકોર વધારે સલવાયાં અને છાવરી વાળતાં બોલ્યાં 'તે બધી વાત એમ થઇ કે મ્હારેને તમારે નદીપર થયેલી વાત મ્હેં ઘેર આવી તમારા વ્હેવાઇને કહી, અને તમે સ્હાંજના મળવા તથા જોવા આવવાનાં છો તે પણ કહ્યું, તે આ છોકરાએ સાંભળેલું તેથી તમે આવતાં એણે મ્હને કહ્યું, પણ ઉતાવળને હરખમાં સાસુ કહેવાને બદલે વહુ કહી દીધી. માટે મનમાં કાંઇ ખોટું લાવશો નહિ ! એણે તો તમને વહુ કહ્યાં છે, **કંઇ બનાવી દીધાં નથી.** હોય, છોકરૂ છે. ગમે તેટલું તોએ હજી બાળકજ કની ! એતો ભૂલ પણ કરે. વારૂ કહો હવે શું વિચાર છે ? મૂરતિયો જોયો ? તમને વહુ બનાવ્યાં તેજ તમારા જમાઇ. કહો છે કંઇ વાંધો ? કેવો મોતીના દાણા જેવો છે?' મ્હારી બાએ કહ્યું "હા મૂરતિયામાં તો કાંઇ મણા નથી. આ વાત ઘેર જઇ હું એમને કહીશ એટલે રીતભાતનું તમારા ધણી સાથે નકકી કરવા તે આવશે." એમ કહી થોડી ઘણી વાત ચીત કરી પોતે ત્યાંથી ઉઠયાં અને જેટલા હર્ષ અને ઉત્સાહથી જમાઇરાજને જોવા ગયાં હતાં તેટલાંજ દિલગીરને નાઊમેદ થઇ પાછાં ફર્યાં.

એમના ગયા પછી થોડીવારે પિતાજી આવ્યા અને મ્હારી બા વિષે મ્હને પૂછતાં મ્હેં કહ્યું કે કોઇને જરૂરના કામ માટે મળવા ગયાં છે, હવે આવતાં હશે. એટલામાં તો બા આવ્યાં. તેના તદન ઉતરી ગયેલા મુખદર્શનથી મ્હારા પિતાજીએ અનુમાને કલ્પી લીધું કે " આ છોકરીએ જેમ સંચારનો

સસરો બનાવ્યો તેવોજ કંઇક ઘોટાળો થયો લાગે છે" અને તે જાણવાના ઉદ્દેશથી મ્હારી બા ઘરમાં આવતાંજ કયાં અને કયા કારણસર જવું થયું હતું તે વિગેરે પૂછયું. એટલામાં નદી ઉપર મંછાકોરના મેળાપ સમયે તેની સાથે હતી તે મંગળીબાઇ એકદમ જોસમાં આવી મ્હારી બાનો હાથ પકડી "એક ઘણીજ જરૂરની વાત કહેવી છે, આમ આવતો !" કહેતી તેમને પાછલા ઓરડામાં લઇ ગઇ. એટલી બધી અગત્યની તે શી વાત હશે તે જાણવાનું મન મ્હને સ્વભાવિક રીતે થયું અને તેથી હું પણ હલકે પગલે તેમની પાછળ ગઇ અને એક ખુણામાં છુપાઇને ઉભી રહી બન્ને વચ્ચે થતી વાત નિરાંતે સાંભળવા લાગી. તે નીચે પ્રમાણે હતી.

મ્હારી બા—કેમ અલી આટલી ધસમસતી આવી ?

મંગળી—તું મંછાબ્હેનને ત્યાં જઇ આવીને ?

મ્હારી બા—હા, આ ત્યાંથીજ ચાલી આવું છું. કેમ ?

મંગળી—તે ત્હારા ગયા પછી મંછાબ્હેન એકદમ મ્હારી પાસે આવ્યાં અને ત્યાં બનેલી બધી વાત કહી. તે સાથે તે છોકરાએ તથા એણે તને વહુ બનાવી તે પણ કહ્યું જે સાંભળી બધું અમને તો એટલું હસવું આવ્યું કે શું કહું ? (એમ કહી હસતા મોંપર હાથ મૂકયો.)

બા—હા, અલી જો તો ખરી ! પીટયા છોકરાએ તો કહ્યું તો કહ્યું પણ પાછું મંછાબ્હેને પણ તેજ કહ્યું !

મંગળી—તે મ્હને મંછાબ્હેને કહ્યું અને છોકરો જે બોલ્યો તે તો એમ કે એકદમ તને જોઇ ઘણો હરખાઇ ગયો જેથી સાસુ કહેવાને બદલે વહુ કહી દીધી.

બા—અરે પણ હજી વાત નહિ ચીત નહિ ને તે પહેલાંજ સાસુ વહુ ને વ્હેવાણ વ્હેવાઇ ?

**મંગળી**—હશે, હવે થયું તે થયું. ત્હારે મનમાં લાવવું નહિ. વારૂ ! પણ છોકરો જોયો.

**બા**—હા છોકરો તો જોયો પણ મ્હને કંઈ ઠીક લાગતો નથી કારણ એક તો અક્કલ વિનાનો લાગે છે, તેમ કંઈ રૂપાળો પણ નથી, શરીરે માંદીયલ ( હમેશ માંદો ) અને વળી બટકો છે.

**મંગળી**—ના ના. તું ભુલે છે, છોકરો છે તો હોંશીયાર ને ચાલાક, અને માંદો તો એમ કે કેટલાક વખત ઉપર એને સખત માંદગી આવી હતી, જો કે તેની તબીયત હવે તો તદન સારી થઇ ગઇ છે છતાં હજી કોઈ કોઈ વખતે માંદો થઈ આવે છે, તેથી એના મ્હોંડા પર તેજ નથી અને તેથીજ બટકો જણાય છે.

**બા**—મ્હારી અજાણી તો શરીરે નિરોગી દેખાવડી ને ઉંચી છે તેથી સરખી જોડી કેમ બને ?

**મંગળી**—અરે તું તો ભૂલે છે. એજ મ્હોટો થશે, એજ ઉંચો થશે, અને અં એનેજ મૂંછ આવશે ! ! કંઇ ત્હારી છોકરીને મૂંછ આવવાની નથી સમજી ? વળી મંછાબ્હેન કહેતાં હતાં કે જો આ વિચાર નકકી થાય તો પોતે સદાને માટે આજ ગામમાં રહેવા તૈયાર છે. તો ત્હારી છોકરી સદાએ ત્હારી નજર આગળજ ! છોકરીને પણ પિયર સાસરાનો લ્હાવો તો વીતે ! તેમજ ત્હને પણ સાસુ વ્હેવાણનો લ્હાવો વીતશે માટે મ્હારૂં કહ્યું માને તો લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે તો મ્હોં ધોવા જઈશ નહિ.

**બા**—હા. ત્હારી વાત તો સાચી, પણ ત્હારા બ્હનેવી માને ત્યારે ને !. એ તો એવા છે કે સાત ગળણે ગાળીને પછી પાણી પીયે ! !

**મંગળી**—અરે ભાયડાઓને સમજાવવા એમાં છે શું મ્હારી બાઇ ! જયારે આપણું ધાર્યું ન કરીએ તો આપણે

બાયડીજ શાની કહેવાઇએ! સ્ત્રીચરિત્ર તો આપણુંજ!! તે દિવસે આપણે શહેરમાં નંદનભાઇને ત્યાં લગ્નમાં ગયાં હતાં: અને પછી નહિ ભરથરીનો નાટક જોવા ગયાં હતાં? તે વખતે પીંગળાએ એક ગાયન ગાયું હતું તે તને યાદ છે? મ્હને તો બળ્યું થોડું ઘણું યાદ છે; અને હજી કોઇ કોઇ વખત મ્હારા દીયેરજી ગાય છે પણ ખરા કેઃ—

નારીના દમામ આગે—પુરૂષ છે ગુલામ;*

હાવ ભાવ દાવ ધરી, હરીયે પુરૂષ હામ.

માટે એ તો એમજ, એને સમજાવવા એમાં છે શું? આ મ્હેં તને જે કહ્યું તે તું બરોબર ગોઠવીને કહેજેની કે બસ કામ પાર, સમજી?

બા—બળ્યું મુઇ તું તો અક લનો કોથળો છે. મુવું મ્હારેથી તો એમ બોલાય પણ નહિ.

મંગળા—હમણાં હું એને કહું પણ વળી એના મનમાં આવશે કે હું મંછાબ્હેનની સગી એટલે એના છોકરા માટે શીફારસ કરવા આવી હઇશ, માટે તુંજ કહેજે અને જોજે કે શું જવાબ દે છે. પછી હું છું અને તે છે. જેવો વખત તેવી વાત, સમજી? લે હવે હું જાઉં છું. પણ આ નક્કી રાખજે હાં કે!" એમ કહી જેવા ઉઠવા જાય છે ત્યાં તરતજ મ્હને એક વાત યાદ આવવાથી હું ઝટ ત્યાં ગઇ અને મ્હારે અને તેમને જે વાત થઇ તે નીચે લખું છું.

મ્હેં—હેં કાકી, કાલે તમારે ને કાકાને કેમ સળગી હતી?

મંગળા—(અજબ થતાં) હેં એ વાત ત્હને કોણે કહી?

મ્હેં—રાધાએ. એ આજે અહીં આવી હતી તેણે કહ્યું.

* કંઇક ફેરફાર સાથે—

બા—તે હુ બ્હાર ગઈ હતી ત્યારે આવી હશે?

મ્હેં—હા. તેણે કહ્યું કે કાકાને ને કાકીને બહુજ બળગી.

બા—તે અલી કહે તો ખરી શું થયું?

મંગળા—અરે જવા દેની મ્હારી બાઈ! એ વાત. અમારે એની નવાઈ છે? દરરોજ નહિ તો બીજે ત્રીજે તો એવું હોય હોય ને હોયજ.

બા—ના ના, પણ કહે તો ખરી?

મંગળા—શું કહુ. કાલે હું વિજ્યાને ત્યાં ગઈ હતી અને ત્યાં કમળા, વિમળા, તારા વિગેરે પણ આવ્યાં હતાં, તે ચારે જણાં બેઠીને રમતાં હતાં, અને લેની ત્હારા આગળ છાનું શું કરવા રાખું? એ બધાં જુગાર રમતાં હતાં, તેમાં મ્હને પણ બેસાડી. હું તો પહેલેજ દાવે જીતી. બીજી વખતે પણ જીતી. પછી જે હાર પર ચ્હડી તે મ્હારૂં બધુંજ હારી ગઇ જેથી ઉદાસ થઇને ઘેર આવી અને બળ્યું રાધવું પણ સારૂ ન લાગવાથી ખીચડી કરી એમની રાહ જોતી બેઠી. કયાં સુધી રાહ જોઈ પણ એ આવ્યાજ નહિ, અલી બ્હેન, એટલે મ્હેં તો ઘી ખીચડી ખાઈ "હાર્યો જુગારી બમણું રમે" તે પ્રમાણે ફરી રમી મ્હારી હારેલી ચીજો પાછી લેવાના વિચારમાં બેઠી હતી ત્યાં અસુરેથી એ આવ્યા અને પોતીયાના છેડાની પોટલી છોડી પાપડી નાંખતાં મ્હને કહ્યું "આજ તો પાપડી લાવ્યો છું માટે પાપડી ને ઢોકળી કર." એક તો હાર્યાના વિચારે મ્હારો જીવ ચકડોળે ચ્હડેલો હતો તેમાં પાછું ચુલાને હોલાની હોળી સળગાવી પાપડી મુકી ઢોકળી કરવી તે મ્હને માથા બ્હાડ જેવું લાગ્યું જેથી મ્હેં કહ્યું કે—"એ ઢોકળી બોકળી કંઇ અત્યારે નહિ થાય." તે બોલ્યાં "કેમ નહિ

થાય! બસ અત્યારે કરવીજ પડશે" અલી બ્હેન જો તો ખરી કેમ જાણે નવલશા હીરજીના જમાઈ નહિ હોય! તેમ મ્હારા ઉપર રોપ કરવા મંડયા. મ્હેં કહ્યું "એ રોપ મ્હારા પર નથી કરવાનો. મ્હેં તમને કંઈ પાંચસો વખત કહ્યું કે મ્હારા બાપે કંઇ ગુલામડી તરીકે વેચાતી આપી નથી. કે જ્યારે ને ત્યારે બસ આમ થવુંજ જોઇયે કરી સતાવો છો." તે બોલ્યાં "શું કહે છે?" મ્હેં કહ્યું. "હા. હા. એજ. બ્હાર તો ગૌવાં જેવા બની બીજાના ધપ્પા ખાઇને આવો છો ને ઘરમાં પાણીયારાના મુનશી-નમળો માટી બૈયર પર શૂરો એ માફક રોપ કરો છો તે મ્હારી આગળ નહિ ચાલે!" અલા એ સાંભળતાં તો એમને ગુસ્સો મ્હડયો તે એકદમ મ્હારી પાસે આવી મ્હને જેવી એક લાત લગાવી તેવોજ મ્હેં માર્યો હાથ કે એ ભુસ દઇને પડયા ચત્તાપાટ. પણુ ગમે તેમ તોયે આખરે પુંછાળા બળદ જેવા મૂંછાળા મરદ એટલે ઉભા થઈ ખાળના ખુણામાંથી લુગડાં ધોવાનું ધોકણું લઇ જે મ્હને ધોવા માંડી તે મ્હારા શરીર પર બે દીવસનો ચ્હડેલો મેલ ધોઈ નાખતાં ઢોકળી ખાવાની લ્હાયમાં મ્હારાં વાંસાપર ઢોલકી વગાડવા મંડયા.

બા—હાય, હાય મા. તે એ ત્હારેથી કેમ ખમાયું?

મંગળા—અરે પણુ સાંભળ તો ખરી! આ ત્હારે મોઢેજ બધું ખરેખરૂં કહ્યું છે, પણ તું કોઇને કહીશ નહિ હો!

બા—વારૂ, પછી શું થયું?

મંગળા—પછી શું. હુંએ પણ ચૂકી નહિ તે એમના ધોકણાથી વાગતી ઢોલકીનો સૂર મ્હારા મ્હોં રસ્તે "ઓ મા રે મારી નાંખી રે" ઓ મા રે મારી નાંખી રે"

ક્હાડતી ભ્હાર આવી. તે સાથે મ્હેં પણ બળતાની મારી એમને બે ચાર એવી ચસી દીધી કે મ્હને ખાત્રી છે કે એમની પાંચમા નંબરની પાંસળી હજી એમને કાનમાં કંઈ કંઈ ક્હેતી હશે.

આ સાંભળી બધાને હસવું આવ્યું, અને મ્હે હસતાં પૂછ્યું "અને હું કાકી! તમારો પહેલા નંબરનો બરડો હજી કાંઈ કહે છે ખરો કે?" આ સાંભળી ફરી બધા ખડખડાટ હસી પડયા અને "બેસ. બેસ, રાંડ ડાહીલી! ત્હને પણ ખબર પડશે." એમ કહી મંગળા કાકીએ મફતમાં એક ધપ્પો મ્હને જડી દીધો.

બા—(હસીને મંગળાને) હાય-હાય-મા. અલી ત્હેં પણ જબરી કરી. પછી ?

મંગળા—પછી શું ? મ્હારો અવાજ સાંભળતાં આડોસીપાડોસી ને મ્હોલ્લાના બધા દોડી આવી અમને છુટા પાડયાં. બૈરાંઓએ મ્હારૂં ઉપરાણું લીધું, ત્યારે ભાયડાઓએ એમનું ઉપરાણું લીધું. એ બોલ્યાં "શું સાળું ભ્હારથી બળ્યા જળ્યા ઘરમાં આવીયે તો ત્યાં પણ બાયડીની હોળી સળગેલીજ છે, સાળુ ઘરમાં પણ ઠરવાનું નહિ. એ કેમ ખમાય ?" તેના જવાબમાં એક બૈરી બોલી. "તેથી શું બાયડીને ધોકણાથી ધ્રીબોવાય ? એ તો મુવું કસાઈનું કામ. બળ્યું દરરોજ એનું એ "રાંડ ત્હારો રોટલો ઘડતાં ભાંગ્યો" એ તે કંઈ કુંભારનું હાંલ્લું છે કે બદલાય? માટે સમજો." બીજી બોલી "હવે કંઇ નાદાન છોકરાં છો કે ઢીંગલા ઢીંગલીનો નાટક રમો છો. ?

બા—અલી ખરેખર, આ તમારો નાટક તો જોવા જેવો.

મંગળા—ત્હેં જોયો નહિ તો સાંભળ. પછી મ્હેં આપણું બાયડીઓનું ભાયડાને હરાવવાનું અમુલ્ય હથીયાર સ્ત્રીચરિત્ર એટલે રૂદનપાટલો માંડી છેડાવાળી ખુણામાં જઈ બેઠી. જેમ તેમ કરી અમે બધા શાંત થયાં. "હશે હવે જમી લ્યો"-કહી અમને જમાડવા બધા આગ્રહ કરવા લાગ્યા. અલી મ્હેં તો પ્રથમથીજ પેટની પૂજા કરી લીધેલી એટલે મ્હેં તો ઉહું-ઉંહુ કે જેનું ઓસડ હજી કોઈ વૈદ કે ડાકટરને પણ જડયું નથી તે જારીજ રાખ્યું. છેવટે બધાની સમજાવટથી પોતે સમજ્યા ને આખરે મ્હને લાવી. હું પણ વધારેમાં સાર નહિ ધારી ઉઠી એમને પીરસ્યું અને આ મ્હાજંગમાં મ્હારી ખાધેલી ખીચડી કંઈક પચી જવાથી અમે બંન્ને જણા મિઠી મિઠી વાતોના તડાકા અને સ્હવારની ટાઢી કઢીના ફડાકા સાથે જમ્યાં. સમજી. આ એવી વાત બની.

મ્હેં—વાહ કાકી વાહ, તમે પણ ખુબ કરી.

બા—અલી ત્હેં પણ ઠીક ફારસ કર્યો !

મંગળા—ત્યારે શું કરીએ એતો જેવા થાય તેવા થઈએ તો ગામ વચ્ચે રહીયે. છાણના દેવને ખાસડાનીજ પૂજા સમજી ? લે હું તો વાતને વંટોળીયે ચ્હડીને જલદીથી જવાનુંએ ભૂલી ગઇ, વળી જો એ આવશે ને મ્હને મોડું થયેલું જોશે તો વળી પાછો આજે પરમ દિવસના જેવો નાટક થાય, માટે લે બેસ બ્હેન હું તો હવે જાઉં છું, પણ શું કહું છું, સમજી કની ! (મ્હને બતાવીને) આનું તો ત્યાંજ નક્કી રાખજે." એમ કહી જવા માંડયું એટલામાં જરા આગળ જઈ પાછાં આવી હાથ લાંબો કરી પાછો ખેંચતાં હરખાતાં બોલ્યાં "પણ અલી, એ ધણી સાથે ધમાધમના નાટકમાં મ્હને ઠીક ફાયદો થયો. મ્હારી બાએ પુછ્યું "શું ?"

મંગળા—આ બધી વાતની ખબર મળતાં સ્હવારમાં વિજ્યા કમળા વિગેરે મ્હારી પાસે આવી મ્હારી બધી વસ્તુઓ મ્હને પાછી આપી ગયાં.

બા—એનું શું કારણ અલી ? શરતમાં જીતેલું કોઈ પાછું આપે ?

મંગળા—એ બધીઓ એમ સમજી કે એજ કારણથી મ્હારે ને એમને ધમાધમ થઈ, અને બળ્યો એમનો સ્વભાવ રહ્યો ખરાબ તે વખતે પોલીસમાં જાય ને બધીઓને કોર્ટની દેવડીએ ચ્હડાવે તો નાહકની ફજેતીનં ફાળકે ચ્હડતાં નામોશીની ધજા બંધાય, તેથી ડરની મારી કરગરતી આવીને જુગારની વાત છુપાવવા લાંચ તરીકે થોડું પોતાનું ઉમેરીને આપી ગયા.

બા—ત્રે ત્યારે તને ઠીક ફાયદો થયો !

મંગળા—હા. ધણીને ધોકણે વાંસા-ઢોલકીપર ધબાધબ, ધબાધબ-ધીબવા-ધીબાવવામાં ડુગડુગીના નાદ સાથે તને વાંદરા મદારીના નાચ નચાવવામાંજ ફાયદો છે.

એમ કહેતાંજ અમને બધાને હસવું આવ્યું અને એ જેવા બ્હાર જાય છે તેવાજ ત્યાં જોતાં ચમક્યા કારણ એમના આવ્યા પછી થોડીજ વારે એમના ધણી મ્હારા પિતાજી પાસે આવી વાતે વળગ્યા હતા. તેમને કહ્યું "લો ચાલો." તે બોલ્યાં "હા ચાલો." અને તેઓ પણ "લ્યો બેસો સાહેબ, હવે જઈશું" કહી જવા ઉઠયાં, અને બન્ને પોતાના ઘર તરફ ચાલતા થયા. મ્હેં પણ મનમાં નિશ્ચય કર્યો કે બધાની સાથે બાજડીયા લેવામાંજ ફાયદો છે, તેમજ હવે દરરોજ તક સાધી એમજ કરવું.

તેમના ગયા પછી મ્હારા માતાજી રસોડામાં જઈ

શાક રોટલા વિગેરેની તૈયારી કરવા લાગ્યાં. ત્યાંથી હું પિતાજી પાસે ગઈ અને જેટલા જેટલી વાતો મ્હેં સાંભળી હતી તે બધી તેમને કહી, છેવટે કાકા કાકીનો સાંભળેલો નાટક પણ કહ્યો. તે સાંભળી પિતાજી બોલ્યાં "હીરાભાઈ પણ મ્હને એજ બધું કહી ગયા." અને મ્હને વિશેષમાં દ્રષ્ટાંત રૂપે કહ્યું "જોયું બ્હેન, મંગળા અભણ અને અજ્ઞાની છે તો તેથી તેના ઘરનો કેવો ભવેડો થાય છે માટે ભણવું અને સારૂં સારૂં શીખવું એજ ઉત્તમ છે." જ્યાં એ ભણવાની વાત આવી એટલે મ્હને માઠું લાગવાથી હું "વારૂ" કહી ત્યાંથી છટકી જવા જાઉં છું ત્યાં મ્હને પાછી બોલાવી, એટલામાં મ્હારાં માતાજી ત્યાં આવ્યાં અને મંછાગવરીને ત્યાં જે જે બન્યું હતું તે બધું કહ્યું. તે સાંભળી પિતાજીએ પુછ્યું "મંગળાગવરી શું કહી ગયા?" બા મંગળાગવરીના કહ્યા પ્રમાણે કહેવા તો ગયાં, અને થોડું ઘણું કહ્યું પણ ખરૂં પણ તતપપ થઇ ગયાં, છેવટે જ્યારે પોતે જોયું કે મંગળાગવરીના કહ્યા પ્રમાણે બરાબર કહેવાતું નથી, ત્યારે પોતાનો છેવટનો અભિપ્રાય ગુસ્સામાંને ગુસ્સામાં જણાવી દીધો કે "એ ગમે તેમ હોય પણ મ્હારે તો એકની એક છોકરીનું એ છોકરા સાથેજ નકકી કરવું છે." પિતાજીએ પુછ્યું વારૂ, એની ઉમ્મર કેટલી છે?" બાએ કહ્યું. "હાય, હાય. બળ્યું તેજ હું તો પુછવું ભૂલી ગઈ. પણ અજાણીના જેવડી કે કદાચ વરસે બે વરસે ન્હાની કે મોટી હશે. પણ તેની શી ચિંતા? તમને ખબર છે? એજ અજાણીને દાઢી મૂંછ આવશે. એ છોકરાને આવવાની નથી." પારકા બાડુતી શબ્દોથી પિતાજીને ગમે તેમ સમજાવી દઇ પોતાનુંજ ધાર્યું કરવાના શુરમાં માતાજીએ મ્હને દાઢી અને મૂંછ ઉગાડી દીધાં. તે સાંભળી પિતાજી બોલ્યા "કોને મૂંછ ઉગશે, અજાણીને?

બા બોલ્યાં " તમે પણ કેવા છો ? અજાણીને તે વળી મૂછ ઉગે ? એ તો એમ કહું છું કે એ છોકરાને મૂછ ઉગશે ને આજે બટકો છે તે કાલે મ્હોટો થશે " પિતાજી બોલ્યાં, "ને શું અજાણી ન્હાની થશે ?" માતાજી બોલ્યાં. ના, તે પણ મ્હોટી થશે," પિતાજી બોલ્યાં, ત્યારે એ મેળ કેમ જામશે ?" બસ એકજ સવાલમાં માતાજી મ્હાત થયાં જેથી પોતે અકળાયાં અને ઉઠતાં ઉઠતાં બોલ્યાં "તે ગમે તેમ હોય હું તો મ્હારે જ્યાં ધાર્યું છે ત્યાંજ નક્કી કરીશ. મ્હારી છોકરી દરરોજ મ્હારા મ્હોંડા આગળ તો ખરી ? મ્હારે બીજું શું જોઇયે ? અને અમે બૈરાંઓની વાતમાં તમે ભાયડાઓ ન સમજો. માટે હવે રૂડો દિવસ જોઇ રીતભાતનું નક્કી કરવાનું રાખો અને લગ્ન પણ હમણાંજ કરવાં છે; સમજ્યા ?" એમ બોલતાં પોતે ઉઠયાં અને શાક બળવાની વાસ આવતાં " હાય, હાય મુઇ તમારી વાતમાં તો મ્હારૂં શાક બળી ગયું" કહી એકદમ રસોડામાં ગયાં અને હું બ્હાર ઓટલે ગઇ. થોડીવાર પછી વાળુ કરવાનો વખત થયો. જમતાં જમતાં પણ લગ્નનો વિષય નિકળ્યો પણ કાંઇ જાણવા જેવું ન હોવાથી લખતી નથી.

## મંગળ ધાટડીયે કે ઠાઠડીયે ?

સારાંશ કે કે આવો વર જોતાં મ્હારી બાનો વિચાર ફરી ગયો હતો, પરંતુ મંગળાગૌરીની મંગળ મૂર્તિના, તેની સગી મંછાગૌરીના ઘરનું મંગળ કરવાના આશયથી મ્હારી ઘાટડીએ મ્હાને માંદલા છોકરાની ઠાઠડી સાથે મ્હારા મંગળ ફેરા ફેરવવાની ઉશ્કેરણી ભર્યા શબ્દો, તેમાં પણ " ત્હારી છોકરી સદાયે ત્હારી નજર આગળજ રહેશે" એ મ્હારી બાને સાકર સરખા મન ભાવના મીષ્ટ વચનોના શ્રવણે

તેનો વિચાર ફેરવ્યો, અને ઉપર લખ્યા પ્રમાણે તેઓ ત્યાંજ નક્કી કરવા જીદ્ લઈ બેઠા.

મંગળાગૌરીનું આમ ખાસ ફરમાસ કરવાનું કારણ જુદુજ હતું અને તે પાછળથી જાણવામાં આવ્યું હતું, તે નીચે નોંધું છું.

## પારસી કલાલ ને વાણીયો દલાલ.

જનમંડળમાં કહેવત છે કે **"ટુટયો પારસી કલાલ ને ટુટયો વાણિયો દલાલ"** એટલે કે પારસીને જ્યારે બીજો કાંઇ ધંધો કે વેપાર સુજતો, આવડતો કે બનતો નથી ત્યારે તે આ દુનિયાના દહોડ ડાહ્યા એટલે બેવકુફ ને મુર્ખ પ્રાણીઓનું જર લઇ વિશેષ બેવકુફ, મુર્ખ ને અક્કલના અંધા બનાવવાનું મુખ્ય સાધન, **દારૂ, મદીરા** કે જેના સેવનથી જરા પણ ફાયદો ન મેળવતા બલકે તેનાથી હજાર ગણું તન-મન-અને ધનનું નુકસાન ભોગવી, અંતે આ જગતમાં ફીટ ફીટ થઇ **ભીખારી** બની, અને રોગોના ભોગ ભોગવી સ્વધામ પહોંચાય, તે વેચવાની દુકાન લઇ બેસે છે. તેમજ વાણિયો પણ જ્યારે ઉપર લખ્યા પ્રમાણે કંઈજ કરી શકતો નથી ત્યારે તે વગર મુડીનો ધંધો દલાલી કરે છે. પછી તેમાં લેનાર કે આપનાર બેમાંથી ગમે તે રળે કે રડે, નહિ તો પછી બંન્ને મરે. તેમાં તેને કંઇ સ્નાન કે સુતક નહિ તેવી દલાલી કરે છે.

## માંસ હાડકાંની દલાલી કે લોહી માંસના લાડુની ઉજાણી.

તદવત એ દલાલીનો ધંધો હવે ધર્મ કર્મ ભ્રષ્ટ બ્રાહ્મણ લઈ બેઠા છે વૈશ્યો જ્યારે દુનિયાની અનેક ઉપયોગી

ચીજોની દલાલી કરે છે ત્યારે બ્રાહ્મણના નામને એબ લગાડનારા "ભેમણા અને ઓમણો" વૈશ્યો જેટલી આવડત ન હોવાના કારણે, ચમાર અથવા ચંડાળની માફક માત્ર હાડકાં ચામડાંની એટલે કે કન્યા રૂપે ગરીબ ગાય જેવી છોકરીઓની દલાલી કરી એ દલાલીના પૈસે લોહી માંસના લાડવાની જાફતથી આફત આણવા લાગ્યા છે. પછી ભલેને છોકરી જીંદગી પર્યંત અનેક અસહ્ય દુઃખના દાવાનળમાં પડે-સડે અને અંતે માથે હાથ દઈ માબાપ અને દલાલ રૂથી "ભેમણ" અને "ઓમણ" ના નામના છેડાવાળી ક્ષણે ક્ષણે નિસાસા મુકી શ્રાપ દેતી રહે તેની તે સ્વાર્થી કસાઈ કરતાં પણ બુરા દલાલને શી પરવા ! પ્રાચીન યુગના પવિત્ર ધર્મનિષ્ઠ અને ब्रह्मज्ञानाति इति ब्राह्मणः ન્યાયે બ્રહ્મજ્ઞાની વિદ્વાન બ્રાહ્મણો જે વર્ણ માત્રના ગુરૂ હતા જેનું મહાન રાજ્ય દરબારોમાં આવાગમન થતાં પુજન યજનથી સન્માન થતું હતું; એવા નિઃસ્વાર્થી-પરોપકારી બ્રાહ્મણોના અર્વાચિન યુગના 'તનુજો એ વિદ્યા, પ્રમાદ અને ધર્મના ઉપલકીયાં અને તે પણ પોપટીઆ જ્ઞાનને યોગે બ્રહ્મજ્ઞાનીને બદલે બ્રમમાં ભુલા પડી 'ભેમણ' અને "ઓમણ" બની જોગી ભેરવી ઘેર ઘેર અથડાઈ ભીખ માગવા છતાં પોતાનું પુરૂં નહિ થવાથી હાડકાં અને ચામડાંની દલાલી કરી, પાપી પેટ ભરવા લાગ્યા છે. અરેરે ! ઉત્તમ વર્ણ-દેહની કેવી અધોગતિ !! ખરેખર શોકની વાત છે. વળી એથી વિશેષ શોકની વાત તો એ છે કે ભેમણ અને ઓમણોનો ધિક્કાર યોગ્ય દલાલીનો ધંધો તેજ વર્ણની "ઓમાણી"ઓએ પણ લીધો છે. મંગળા ગોરી તેઓમાંની એક છે.

## મંગળ ઘાટડીએ કે હાટડીએ.

મંછાકોર મંગળાગોરીને રૂપિયા બસોની લાલચ આપી

હતી તેથીજ મંગળાગૌરી તેને માટે આટલી બધી સીફારસ કરતી હતી, અને મુડદાં સાથે મ્હારૂં મીંઢળ બંધાવવા સતત પ્રયત્ન કરી રહી હતી.

## ॥ स्वार्था तुराणांनचबंधुमित्र ॥

મંછાકોરનો છોકરો મ્હારાં લગ્ન થયાં પછી થોડેજ સમયે ગુજરી ગયો. મંછાકોરને તે એકનો એક હોવાથી છોકરો પરણાવવાનો લ્હાવો લેવાના તેમજ સાસુજીનો ઓરીયો વીતવાનાજ આશયથી એ બન્ને સગીઓ પોતાના સ્વાર્થમાં અંધ બની મ્હારા ભવિષ્યનો કાંઈપણ વિચાર ન કરતાં અમને ઉંડા કુવામાં ઉતારવા માંગતી હતી.

મ્હારા જ્ઞાની પિતાજી મ્હારાં અજ્ઞાન માતાને હા કે ના કંઈજ ન કહેતાં **मौनं सर्वार्थ साधनम्** ન્યાયે મૌન રહ્યા. જો કે મંછાની મંગળાને, મંગળાની મ્હારી બાને, અને મ્હારી બાની મ્હારા પિતાને ટોક ટોક તો જારીજ હતી જેથી તેઓએ હવે મ્હારાં લગ્ન જેમ બને તેમ જલદીથી કરી નાંખવા એ ડહાપણનું ધારી તેની તૈયારીમાં રહ્યા. છતાં પણ મ્હારી બા ઉતાવળ કરતાં અને તે માટે જ્યારે ઘણું થતું ત્યારે તેઓ તેમને ફક્ત એટલુંજ કહેતાં કે "તું જરા ધીરજ રાખ. એનાં લગ્ન તો જરૂર હવે થોડાજ દિવસમાં કરવાનો છું, માટે તું પણ તેની તૈયારીમાંજ રહે."

આ શબ્દોથી મ્હારી બા, મંગળા તથા મંછી વગેરે સંતોષ પામતાં, અને એમજ માનતાં, કે ધારેલા વરવહુ પરણવાના અને મનના ઓરીયા વીતવાના. વળી દલાલને હાડચામની દલાલી મળવાની. એ આશામાં તેઓએ પણ હવામાં કિલ્લા બાંધી મન--અશ્વપર આમ કરીશ ને તેમ કરીશ- રૂપી પલાણમાંડી સ્વારી કરી આનંદ અને ઉત્સાહમાં મ્હાલવા લાગ્યાં.

## ખાટી છાશ ઉકરડે.

પિતાજી રાત્રિદિવસ મારે માટે ચિંતામાં રહેતા અને અનેક સ્થળે અનેક યુક્તિપ્રયુક્તિથી યત્ન કરતા પરંતુ હંમેશ કંઈ ને કંઈ અવળાં કારણો વચમાં આવવાથી એ યત્નોમાં નિષ્ફળ થતા. છેવટે પોતે ઘણાજ કંટાળી મારા ભવિષ્યના સુખનો વિચાર પરમેશ્વરને સોંપી ગમે તે એકને ત્યાં નકકી કરી નાખવા ધાર્યું. વિચાર કરતાં એક ઘર ધ્યાનમાં આવ્યું. જો કે તે ઘરના માણસની સ્થિતિ ઘણીજ ગરીબ હતી. રોટલા પણ માંડ માંડ મળતા હતા. વળી "જેવું ઘર તેવોજ વર" એટલે છોકરો પણ તેવોજ હતો. તેનું ભણતર "બારે ઉઠે બારડોલી અને આઠે ઉઠે ઓરપાડ" સુધીનુંજ હતું. તે છતાં પણ જમાઇને પોતાની પાસે રાખી અથવા તો કોઇ બીજી ગોઠવણ કરી તેને આગળ ભણાવવાના વિચારથી તેની સાથે નકકી કરવા ખાનગી રીતે મારા પિતાજી તેને ઘેર ગયા. વાતચીત થઇ પણ "મીયાં પડે પડે પણ તંગડી ઉંચી" એ કહેવત પ્રમાણે પોતે કુલીન અને ઉંચ કુળના, એટલે વાંકડાનો આંકડો એવડો મ્હોટો બતાવ્યો કે તે સાંભળતાંજ પિતાજી ગભરાયા—મુઝાયા અને અને નિરાશ થઈ ઉઠવાની તૈયારી કરતાં બોલ્યા. "એટલું બધું તો ન હોય, ભીંત જોઈને ભાર મૂકાય તો ઠીક." તેના જવાબમાં તેમના કુલીનના કકડા અને ઝગડાના ભડકા પત્નિ ઝડકા લેતાં બોલ્યા "તે હમારા ઘર અને કુળ કાંઇ જેવાં તેવાં છે! બધે ભટકશો પણ આવા ઉંચા ઘર અને વર નથી મળવાનાં. નહિ જોયું આ નીચ કુળનું ઘર કે વર કે સોંઘામાં બને. કુલીન વર તો જેટલા ઉંચા તેટલો બાંકડો પણ ઉંચો અને ભારી." પિતાજીએ કહ્યું "એ બધું તો જાણે ઠીક છે, પણ કંઇ મેળે કંસારના થાય એમ છે?" તે બોલી જે એમણે કહ્યું

લાડવાની જ્યાફતથી આફત આણવા લાગ્યા છે. પછી ભલેને છોકરી જીંદગી પર્યંત અનેક અસહ્ય દુઃખના દાવાનળમાં પડે-સડે-કે અંતે-માથે હાથ દઇ માબાપ ને દલાલરૂપી ભેમણુ અને બેમણુના નામના છેડાવાળી ક્ષણે ક્ષણે નિસાસા મુકી શ્રાપ દેતી રડે તેની તે સ્વાર્થી અને કસાઈ કરતાં પણ બુરા દલાલને શી પરવા ?

## મંગળ ઘાટડીયે કે ઠાઠડીયે તેનું કારણ.

મંછાકોરે મંગળાગૌરીને રૂપિઆ બસોની લાલચ આપી હતી તેથીજ મંગળાગૌરી તેને માટે આટલી બધી ભલામણ કરતી હતી. અને તે મુડદા સાથે મ્હારૂ મીંઢળ બંધાવવા સતત પ્રયત્ન કરી રહી હતી.

## ॥ स्वार्थातुराणां न च बंधु मित्र ॥

મંછાકોરનો છોકરો મ્હારાં લગ્ન થયા પછી થોડેજ સમયે ગુજરી ગયો. મંછાકોરને તે એકનો એક હોવાથી છોકરો પરણાવવાનો લ્હાવો લેવાના તેમજ સાસુનો ઓરીયો જીતવાનાજ આશયથી એ બંન્ને સગીયો પોતાના સ્વાર્થમાં અંધ બની મ્હારા ભવિષ્યનો કંઇ પણ વિચાર ન કરતાં અમને ઉંડા કુવામાં ઉતારવા માંગતી હતી.

મ્હારા જ્ઞાની પિતાજી મ્હારાં અજ્ઞાન માતાને હા કે ના, કંઈજ ન કહેતાં.

## ॥ मौन्यं स्वार्थ साधयेत् ॥

ન્યાયે મુંગા રહેતાં જો કે મંછાની મંગળાને, મંગળાની મ્હારી બાને, અને મ્હારી બાની મ્હારા પિતાને ટોક ટોક તો જારીજ હતી જેથી તેઓએ હવે મ્હારાં લગ્ન જેમ બને તેમ જલદીથી કરી નાંખવા એ ડાહ્યપણનું ધારી તેની તૈયારીમાં રહ્યાં, છતાં મ્હારી બા ઉતાવળ કરતા અને તે માટે જ્યારે ઘણું થતું ત્યારે તેઓ તેમને ફક્ત એટલુંજ

કહેતા કે " તું ધીરજ રાખ " એનાં લગ્ન તો જરૂર હવે થોડાજ દિવસમાં કરવાનો છું માટે તું પણ તેની તૈયારી માંજ રહે." આ શબ્દોથી મ્હારી બા, મંગળા, તથા મંછી વગેરે એમજ માનવા લાગ્યાં કે ધારેલા વરવહુ પરણવાના! અને મનના ઓરીયા વીતવાના, દલાલને હાડ ચામની દલાલી મળવાની અને એ આશામાં તેઓએ પણ હવામાં કિલ્લામાં બાંધી પોતપોતાના મન ઘોડાપર, આમ કરીશને તેમ કરીશ-રૂપી પલાણ માંડી સ્વારી કરી ઉત્સાહ અને આનંદમાં મ્હાલવા લાગ્યાં.

## ખાટી છાશ ઉકરડે !

પિતાજી રાત્રી–દિવસ મ્હારે માટે ચિંતામાં રહેતા અને અનેક સ્થળે અનેક યુક્તિ–પ્રયુક્તિથી યત્ન કરતા પરંતુ હંમેશ કંઈ ને કંઈ અવળાં કારણો વચમાં આવવાથી તે યત્નોમાં નિષ્ફળ થતા. છેવટે પોતે ઘણાજ કંટાળી ગમે તે ઉપાયે એક જણને ત્યાં નક્કી કરવા ધાર્યું. જો કે તે પુરૂષની સ્થિતિ ઘણીજ ગરીબ હતી. રોટલા પણ માંડ માંડ મળતા હતા. તેમજ જેવું ઘર તેવોજ વર હતો; તેનું ભણતર " બારે ઉઠે બારાખડી ને આરે ઉઠે ઓરપાડ " સુધીનુંજ હતું. તે છતાં પણ જમાઈને પોતાની પાસે રાખી, અગર કોઈ બીજી ગોઠવણ કરી તેને આગળ ભણાવવાનો વિચાર કરી તેની સાથે નક્કી કરવા ખાનગી રીતે મ્હારા પિતાજી તેને ઘેર ગયા. પણ " મીંયાં પડે પડે પણ ટંગડી ઉંચી " ત્યારે પોતે કુલીન ઉંચ અને કુળના, પરંતુ ગરીબ સ્થિતિમાં મ્હોટા વાંકડામાંથી પોતાને તાગડધીન્ના કરવી હતી, એટલે વાંકડાનો આંકડો એવડો મ્હોટો બતાવ્યો કે જે સાંભળતાંજ પિતાજી ગભરાયા મુંઝાયા, અને ઉઠવાની તૈયારી કરતા બોલ્યાં " એટલું બધું તો ન હોય.

ભીંત જોઇને ભાર મુકાય તો ઠીક." જેના જવાબમાં તેમના કુલીનના કકડા અને ઝગડાના ભડકા પત્ની ઝડકા લેતા બોલ્યા 'તે હમારા ઘર અને કુળ કાંઈ જેવાં તેવાં છે? બધે ભટકશો પણ આવા ઉંચા ઘર અને વર નથી મળવાના. નહિં જોયું આ નીચ કુળનું ઘર કે વર કે સોંઘામાં બને. કુલીન વર તો જેટલા ઉંચા તેટલો વાંકડો પણ ઉંચો ને ભારી." પિતાજીયે કહ્યું એ બધું તો ઠીક છે પણ કંઈ મેળે કંસારના થાય એમ છે?" તે બોલી "જે એમણે કહ્યું તે પ્રમાણે હોય તો કાલ સ્હવારે. હમારે ક્યાં કન્યાની ખોટ છે? એ તો હમારે હમણા કરવું નથી તેમાં, બાકી વહુ તો આ બારણા પાછળ ઉભી છે. તમારી છોકરીને વર નથી મળતો તેથી તમને અધીરાઈ અને ઉતાવળ છે. કાંઈ હમારે નથી, સમજ્યા? એ તો જ્યારે તમે કરગરોછો અને ખોળો પાથરી માંગોછો ત્યારે, અને તે પણ વળી દયા ખાતર કબુલ કરવું પડે છે. માટે જેટલું કહ્યું તેટલું કબુલ હોય તો આવજો, નહિ તો પછી નાખજો દીકરીને નીચ કુળના ખાડામાં. તમારી અજાણી કેટલી હોંશિયારછે તે કાંઈ હમારાથી અજાણ્યું નથી. બજારમાં એક પૈસાનો સસરો લેવા જનારી એજ કે બીજી? એમ કહી આડું જોઈ હસવા લાગ્યા અને તે સાથે બધાએ હસ્યા. તેજ વખતે બજારમાં એક પૈસાના સસરાની ધમાલમાં દોડાદોડ પગા થએલા ડોશીમા ઘોડી કુદાવતાં બારણામાં પેસતાંજ ધમદઈને કુટાયાં. બધાનું ધ્યાન તે તરફ ખેંચાયું અને "શું થયું" કહી બેઠા કર્યા. ડોશીમા દુઃખ પામતા બોલ્યા "બીજું શું હોય. પેલી રાંડ અજાણીના સસરાની મ્હોકાણ. રાંડ પૈસાનો સસરો લેવા નીકળી તે મ્હને મરતાં સુધીનુ દુઃખ કર્યું." એમ કહી અનેક પુષ્પાંજલિ મ્હારાપર વરસાવી. પુત્રના માતપિતાનું અભિમાન, તેમજ પોતાની અજ્ઞા-

ન પુત્રીની પોતાના સમક્ષ પરઘેર થતી ફજેતી, તેમાં વળી ખોડાં ડોશીમાની ગાળો અને દુઃખદ નિસાસા સાંભળી મ્હારા પિતાજીની ખરેખર ઘણીજ દયાજનક સ્થિતિ થઈ પડી.

છેવટે એમાં કાંઈ વળે તેમ નથી અને ઉલટું પોતાનું અપમાન થાય છે એમ લાગવાથી નિરાશ થઇ પિતાજી ત્યાંથી ઉઠી ઘેર આવી લમણે હાથ દઇ વિચાર કરતા બેઠા. એટલામાં અમારા પડોશી ભુખણદાસકાકા કંઈ કામ પ્રસંગે પિતાજી પાસે આવ્યા. પણ ઉપર લખ્યા કારણોને લીધે તે કાકા સાથે પુરી વાત કરી શંકયા નહિ. તેનું કારણ પૂછતાં ઉપર વર્ણવેલી સવિસ્તર હકીકત કહી અને બોલ્યા "હવે તો હું છેકજ હાર્યો અને અજાણીને ઇશ્વરને સોંપી. તેને જ્યારે કરવું હોય ત્યારે કરે અને અજાણી પરણે." એટલું બોલી પિતાજી આંખમાં આંસુ સાથે પાછા વિચારમાં પડયા. ભુખણદાસકાકા તેમને શાંત કરી ઘેર ગયા. પરંતુ તેજ દિવસથી તેમના આનંદ અને ઉત્સાહ કોણ જાણે કયાં સતાઈ ગયા. અને તેને બદલે શોક અને ચિંતાની ચિતામાં મ્હારા લગ્નના દિવસ પર્યંત તેઓ હંમેશ બળતા રહ્યા. એ જોઈ તે વખતે મ્હને માત્ર એટલોજ વિચાર થતો કે એક મ્હારા લગ્ન કરવા તેમાં તે શું મ્હોટો પહાડ ઉંચકવો હતો, કે બાપુને દરરોજ આટલીબધી ચિંતા હોય! પણ હવે મ્હને સમજાયું કે મ્હારા ભવિષ્યના સુખને માટેજ તેમણે પોતાના સુખ, આનંદ, ઉત્સાહ વગેરેનો ભોગ આપ્યો હતો. ઉપર વર્ણવેલા વિષયોનું ચિત્ર પ્રિયવાંચક! તું ત્હારી કલ્પનાસૃષ્ટિમાં સહેજ ઉંડો ઉતરી આંતરદ્રષ્ટિથી જોશે તો ત્હને સારી રીતે સમજાશે, કારણ તેનું બરાબર ભાવપૂર્ણ-વર્ણન કરવું એ મ્હારી શકિતની બ્હાર છે. જોકે એ વાતનું સ્મરણ થતાં મ્હારી આ ખમાંથી તો પાણીનો પ્રવાહ વહ્યો જાય છે.

## અંધકારમાં વિજયચમકાર.

ઉપર લખી વાત બન્યા પછી થોડે સમયે અમારી ન્યાતના મ્હારા પિતાજીના એક જુના જમાનાના ઓળખીતા શહેરી ગૃહસ્થ કંઈ કાર્ય પ્રસંગે આ ગામમાં આવ્યા, ને અમારે ત્યાં ધામા નાખ્યા. પિતાજી તથા તે મ્હેમાન બપોરે જમી પરવારી આગળીના ભાગમાં ચોતરાપર બેઠા હતા, ત્યાં આગળ થઈ હું રમવા જતી હતી તેટલામાં તે ગૃહસ્થે મ્હને બોલાવી પૂછયું "છોકરી કયાં જાય છે?" મ્હેં કહ્યું "રાધા બોલાવે છે તેને મળવા." ગૃહસ્થ બોલ્યા "વારૂ જરા પીવાનું પાણી તો લાવ!" "લાવું" કહી હું પાણી લેવા દોડી એટલે તેણે મ્હારા પિતાજીને કહ્યું "છોકરી હોંશિયાર જણાય છે." જેની પિતાજીએ હા કહી.

જો કે મ્હારા અક્ષર શત્રુ માતાની અજ્ઞાની સૂચનાથી હું પણ અક્ષર શત્રુજ રહી હતી. અને તે સ્થિતિમાં આજના વખતમાં મ્હારો ઉગાડ નહિ થાય એટલુંજ નહિ પરંતુ ભાવ પણ નહિ પૂછાય તેવું શ્રી હરિયે પ્રથમથી જાણી, મ્હારી દયા આણી મ્હને એક એવી બક્ષિસ આપી હતી કે જેથી હું અજ્ઞાની છતાં પણ મ્હારો ભાવ પૂછાય. અને તે મ્હારૂં સુંદર સ્વરૂપ યાને સૌંદર્ય હતું.

જો કે જન્મદાતા પિતા માતા પોતાના બાળકને સુંદર વસ્ત્રાલંકાર પ્હેરાવે, પરંતુ જગપિતા તરફથી સૌંદર્ય યાને સુંદર રૂપ મળ્યું ન હોય તો તે વસ્ત્રાલંકાર બીલકુલ શોભતા નથી યાને દીપી ઉઠતા નથી. જો કે એ બક્ષિસ કંઈ સર્વને મળતી નથી. તેમાં એટલું તો કબુલ કરવુંજ પડશે કે જેટલી સુંદરતા સ્ત્રીને મળે છે તેટલી પુરૂષને નહિજ.

શારાંશ કે સર્વ સુંદર ચીજોમાં સ્ત્રીની સુંદરતાયે હદ

વાળી છે. કોઈ પણ વસ્તુ દર્શન માત્રથીજ ચિત્તાકર્ષણ કરતી હોય તો તે ફક્ત સુંદર સુંદરીનું સૌંદર્યજ છે. છબી કે ચિત્ર, વાર્તા કે કથા, ગદ્ય કે પદ્ય, વચનમાં કે શ્રવણમાં સૌમાં સુંદરીના સૌંદર્યનું વર્ણન હોય છે. જે પ્રત્યેક હૃદયમાં મોહ ઉત્પન્ન કરી જેમાં જોઇએ તેમાં જોનારને પોતાના તરફ આકર્ષે છે. એટલુંજ નહિ પરંતુ જેમ પતંગીયા દીપકના પ્રકાશમાં મોહ પામી સ્વભાનભૂલી દીપકમાં જંપલાય છે, તદ્વત્ તેઓ સુંદરીના સૌંદર્યમાં મોહ પામી તેના તરફ આકર્ષાય છે, બંધન થાય છે, તદ્વત આ ગૃહસ્થ મ્હારા રૂપમાં અંજાયા. તેમણે મ્હારા પિતાજીને કહ્યું કે "વારૂ એનો વિવાહ ક્યાં કર્યો છે ?" જેના ઉત્તરમાં પોતે બોલ્યા કે "હજી કર્યો નથી. પણ યોગ્ય ઘરને વર મળે તો કરવા વિચાર છે" એટલે ઝટ તેમણે મ્હારા જન્માક્ષર માંગી પોતાના ગજવામાંથી જન્માક્ષર તથા ચસમા કહાડી પહેરી વિચારતા બેઠા, એટલામાં પિતાજી મ્હારા જન્માક્ષર લાવ્યા અને બન્ને મેળવવા બેઠા તથા જોડેથી રામશંકરકાકાને બોલાવ્યા. જેના આવ્યા બાદ એ ત્રણે ગ્રહો મેળવવા બેઠા અને કર્મ સંજોગે મળતાજ આવ્યા પછી પૂછવું શું ? મ્હારા પિતાજીને તો ઘેર બેઠે ગંગા આવ્યા પ્રમાણે થયું. કારણ ઘર સારૂ વર સારો એટલે પિતાજીએ એજ સંબંધ કબુલ કર્યો અને ચાંલ્લા કરવાની ધમાધમ ચાલવા માંડી. પિતાજીયે ઘરમાં આવી મ્હારી બાને કહ્યું. બા, એ સાંભળતાંને વાર જે ઉછળ્યાં કે તેને શાંત કરવા પિતાજીને એક પહાડ ઉંચકયા સમાન થઈ પડયું.

મ્હારાં માતાજી બોલ્યાં, "થયું આખરે પોતાનુંજ ધાર્યું કર્યું કે છોકરીને પરદેશ કહાડી. તેમ છતાં કોઈ સારો છોકરો જોયો હોત તો ઠીક આ તો ઘરડા ટચરાના મુડદા

સાથે મ્હારી રાંકડીને બાંધી. આ બધી ધમાલથી હું પણ કંઈ અજાણ નહોતી, તેમજ વાતચિત ઉપરથી હું પણ તેવુંજ સમજી હોવાથી ખુલાસા માટે ત્યાંજ એક ખુણામાં ઉભી હતી. તે જ્યારે પિતાજીએ કહ્યું કે એ વૃદ્ધ ગ્રહસ્થ સાથે નહિ પણ એમના એકના એક પૂત્ર સાથે લગ્ન નક્કી કર્યાં ત્યારેજ મ્હને નીરાંત વળી પરંતુ માતાજીને કંઈ એટલાથી પતે તેમ ન હોવાથી "ખાનગી વાત કહું" કહી બ્હાર પાછલા વાડામાં તેડી જઇ કોણ જાણે શું સમજાવ્યાં તે થોડીવારમાં, જે ચ્હીડીયાં કરતાં કરતાં ગયાં હતાં તે હસતે મુખડે !"ચાલો ત્યારે આનંદની વાત" કહેતા પાછા ફરી ચાંલ્લા કરવાની ગોઠવણ કરવા લાગ્યાં. સર્વે સગા વ્હાલાને નોતરાં દેવાયાં. જે સાંભળી સર્વે કંસારના કરવા મ્હારે ઘેર આવ્યાં. પાડોશી ઓળખીતા મિત્રો વિગેરે સર્વે આવી બેઠા પછી નાળિયેર રૂપિયો અપાયા. વળી તેજ સમયે રામશંકરકાકા લગ્નનું મુહૂર્ત શોધવા બેઠા. અને તે પણ બાકી નહિ તે બરાબર સીધ્ધો પંદરમોજ દિવસ ચોખ્ખોને ચટ ઝટપટ આવ્યો જેથી તે દિવસ નક્કી કરી ( હવે ) મ્હારા સસરાજી ( સંચોરો નહિ, હોં. ) પોતાને શહેર પધાર્યા.

## કપટનું ચપટ.

મંછાકોરને કાને આ વાત ગઈ એટલે ઝટ તે મંગળા પાસે દોડી અને કહ્યું કે "હાય, હાય, અલી આ તો બધી બાજી ફરી ગઈ." મંગળાએ પૂછયું કઈ બાજી ?" તેણે કહ્યું; "અરે વિવાહની. અજાણીનો વિવાહ તો થઈ ગયો." મંગળાએ પૂછયું. "ક્યાં." તેણે કહ્યું; "શહેરમાં" "હેં" "હા." મંછાગવરી બોલ્યાં અલી આપણે તો બધી તેયારી કરવા માંડી ને આતો વાદળ આમ ફાટયું. હવે કેમ કરવું? "મેર ત્હારેથી કંઈજ થયું નહિ." મંગળા બોલી. "અરે

મ્હેં તો શેષ નાગને માથે સજ્જડ ખીલી ઠોકી હતી તે કોણ જાણે કેમ ઢીલી થઈ ગઈ. પણ કંઇ ફીકર નહિ, હું હમણાં ત્યાં જાઉં છું અને ખબર કહાડી આવું છું.” મંછાકોર બોલ્યાં “ સાંભળ્યું, એ, જો કે નક્કી થઇ ગયું છે. છતાં પણ જો ત્યાંથી છુટે ને મ્હારા છોકરા સાથે થાય તો જા; ત્હને કહ્યા છે તેથી બમણા ત્હારા.” આ સાંભળતાંજ મંગળાગોરી ઉઠયાં અને ઝટપટ અમારે બારણે આવી થોભ્યાં. જે પહેલાં રાધાએ આવી આ વાત મ્હને કહી.

આહાહા ! પૈસો અજબ ચીજ છે. પ્રત્યેક પ્રાણી એનેજ માટે અનેક શુભ તથા અશુભ કાર્યો કરે છે. એનાથી કીર્તિ માન, સન્માન કે આદરમાન કે છેવટ અપમાન પણ એનાથીજ. એ ચીજ એટલી બધી જનપ્રિય છે કે એને મેળવવાના લોભમાંથી કોઇ પણ મુક્ત થઇ શકતુંજ નથી. બાળકને કદાચ એક રૂપિઓ ને રમકડું રમવા આપ્યું હોય તો તે પણ રમકડાને પરતું મુકી રૂપિઆનેજ લેશે. તો પછી મ્હોટા જે શાણા સમજુ વિવેકી ને વિદ્વાન કહેવાય તેનું તો શુંજ કહેવું! પૈસાદાર લોકો પૈસાથી બીજાઓને અનેક રીતે ત્રાસ, પરિતાપ તથા દુઃખ દઈ ત્રાસ પોકરાવે છે, તેમજ તદન ભીખારીયો એજ પૈસો મેળવવાને ખૂન, લૂંટ, કે ચોરી કરી અનેક જનોને ત્રાય ત્રાય પોકરાવે છે. કંઇક જનોયે એજ પૈસાને ખાતર પોતાના નિકટના સંબંધીના પ્રાણ લીધાના ઇતિહાસ ને જનસમાજના દ્રષ્ટાંત પ્રસિદ્ધ છે. તેજ રીતીને અનુસરી મંગળાગોરી મ્હારે ત્યાં આવ્યા. તે સમયે પિતાજી બ્હાર ગયા હતા. જેથી મ્હારી બાને મળી બોલી અલી ‘બ્હાર વાતો થાય છે, તે શું ખરી છે ?’ બાયે પૂછ્યું ‘શું?” તેણે કહ્યું; “કહે છે કે ત્હારી છોકરીનો વિવાહ શહેરમાં થયો એ ખરૂં?” બા બોલ્યાં. “ હા. ” તેણે કહ્યું; અલી કેમ.! આ

મ બોલે છે? મ્હેં તને શું કહ્યું હતું! મેર આપણી બાયડીની વાતમાં ભાયડા તો ન સમજે પણ તું બાયડી પણ ન સમજી! જા, જા, મ્હારી બાઇ." બા બોલ્યાં "તે મ્હેં ત્હને પેહેલથીજ નહોતું કહ્યું કે એમનાં આગળ મ્હારૂં કંઇ નહિ ચાલે." "એમકે! ઠીક છે ત્યારે કરજો લગ્ન સુખેથી ને ભોગવજો સુખ. આખરે છોકરીને દૂર કહાડી તેટલુંએ ન સમજી?" કહેતી, મંગળી કડક બની, જેના જવાબમાં બા બોલ્યા "દૂર કહાડી તે વાત ખરી પણ દુઃખના ખાડામાં પડતી ઉગારી સુખમાં નાંખી સમજી?" "વારૂ ઠીક છે. હવે કોઇ વખત મ્હારૂં પણ કામ પડશે સમજી ને!" કહી મંગળીએ ચાલવા માંડયું. બારણા આગળ હું ઉભી હતી. રાધાએ મ્હને રૂપિઆ સંબંધી કરેલી વાત યાદ આવતા ત્યાંથી ધીમે રહીને મ્હેં કહ્યું "પણ કાકી પેલા રૂપિઆ?" આ સાંભળતાંજ કાકી પાછા ફર્યાં ને ઝટ બોલ્યાં 'કયા રૂપિઆ! કોણ માગે છે?" મ્હેં કહ્યું "તમે." તેણે પૂછયું. 'કોની પાસે?" મ્હેં કહ્યું; "મંછાકોર પાસે." તે બોલ્યા 'શેના?' મ્હેં કહ્યું 'મ્હારી દલાલીના,' તે પછી જે મંગળા ઉડી તે ઠેઠ આકાશમાં. "ચલ, ચલ, રાંડ જુઠ્ઠી, જો રાંડ, ખોટું આળ ચ્હડાવે છે. ચાલ પૂછાવ મંછાકોરને!" એટલે મ્હારી બા બોલ્યાં, 'હા, ચાલ, આગળ થા, વાર લાગે છે.' એટલે તો એ સજ્જડજ થઇ ગયાં. ને ખડમકતાં, ફડફડતાં ચાલવા માંડયું. રસ્તામાં જે કોઇ મળે તેને મ્હોડે જેમ ફાવે તેમ બોલવા માંડયું, જેની અમે દરકાર કીધી નહિ. પરંતુ બીજે દિવસે સ્હવારમાં તેનું ફળ સાંભળ્યું કે મંગળા ને મંછા એના ઘર એક મોભે હોવાથી એકકી વખતે બન્નેને ત્યાં ચોરી થઇને બન્નેનો માલ ગયો. ચારસો રૂપિઆ રળવાની લ્હાયમાં મંગળાએ પોતાનું જે કાંઇ હતું તે પણ ગુમાવ્યું અને રડતી બેઠી આમ કપટનું ચપટ થયું. જે માલ ગયો તે હજી સુધી પાછો મળ્યો નથી. જેવી કરણી તેવાં ફળ.

કવિજન કહે છે કે—

કાજળ તજે ન શ્યામતા, મુકતા તજે ન શ્વેત;
દૂરીજન તજે ન કુટીલતા, સજ્જન તજે ન હેત.

તદ્દવત્ આટલું ફળ મળ્યા છતાં પણ મંગળા કે મંછા, એકે જંપીને બેઠાં નહિ. મ્હારા પિતાજી, જે ગરીબ ગૃહસ્થને ઘેર ગયા હતા તેને ત્યાં એ બન્ને મળીને ગયાં ને તેની સ્ત્રીને પણ પોતાના પક્ષમાં લઈ, મ્હારાં લગ્ન વિધિ પૂર્ણ થયા પર્યંતમાં, અનેક ડખાઓ ઉભા કર્યા. તે લખતાં ઘણુંજ લંબાણુ થાય એટલુંજ નહિ, પરંતુ વાંચનારને કદાચ કંટાળો આવે એવા વિચારથી અત્રેથીજ મંગળા નામનો અમંગળ જાપ જપવો મુકી મંગળ પ્રસંગે હે વાંચક! ત્હને ત્હારા સ્નેહી સંબંધી મિત્ર મંડળ સહિત પધારવા આમંત્રણ દઇ મ્હારા લગ્નમાં સીધાવું છું.

## શહેરનાં વૈભવોના સુખ સ્વપ્ના.

છોકરી ઉમરા બ્હાર તે ડુંગરા બ્હાર. મ્હારૂં જો કે પાસેનાજ શહેરમાં તોપણ નજર આગળથી તો દૂરજ એ વિચારથી મ્હારી બાને ગ્લાનિ લાગતી હતી. પરંતુ એ ગ્લાનિ દૂર કરવાની પિતાજીની યુક્તિથી તે ક્ષણવારમાં જતી રહી. તેઓ બોલ્યા કે “ જો, છોકરી દૂર જશે તે વાત તો ખરી પણ તે કંઇ વધારે દૂર નથી. પણ બીજું જાણ્યું ? શહેરમાં તો ત્હારી છોકરીને કંઇજ કરવાનું નહિ, કારણ ખાંડવાના, દળવાના, રાંધવાના સંચા, વળી પાણીના નળ, એટલે ફક્ત રાંધીને બેસીજ રહેવાનું. ત્હારે તો આખો દિવસ કામ કર્યાજ કરવાનું જ્યારે એને તો બેસી રહેતા પણ દહાડો નીકળવાનો નથી. અને તેથી ઉંચા પ્રકારના કામ જેવાં કે ભરત ભરવું, કીડીયાંનાં ઝાડ, ફુંદા, કાગળની વેલ બુટ્ટી, મોતીનાં તોરણ વિગેરે કરવાના જેથી નવીન આવડત આવડે

ને હોંશિયારમાં ખપે. અને તે કરતાં પણ સ્હાંજને વખતે બ્હાર ફરવા દેવદર્શને, સગા સ્નેહી, વિગેરે ને મળવા, બ્હાર જવાનું એટલે ત્હારી અજાણી અમન ચમનમાં ખાશે, પીશે, ને હરી ફરી આનંદ ને કલ્લોલ કરશે' આ સાંભળી મ્હારી બાને ઘણો આનંદ થયો તેમજ મ્હને મનમાં એમ થયું કે કયારે મ્હારાં લગ્ન થઈ જાય કે હું શહેરમાં જઈ આ બધું સુખ એક દિવસમાં ભોગવી લઉં! સ્વપ્ના પણ એનાજ જોવા લાગી. પરંતુ તે સુખ મ્હેં કેવું ભોગવ્યું તે આગળ જણાશે.

## "એક આંખ હસતી ત્યારે બીજી આંખ રડતી."

જો કે પિતાજી, ઉપર લખી બધી વાત ઘણાજ આનંદ સાથે કહેતા હતા ને તેવાજ હર્ષથી બા સાંભળતાં હતાં છતાં પિતાજીની એક આંખ જયારે ઘણાજ આનંદમાં આનંદાશ્રુ ગાળતી હતી ત્યારે બીજી આંખ, આ છોકરી અભણ અને અજ્ઞાની હોવાથી શહેરની ઝીણી વાતોમાં એકદમ સમજશે નહિ, અને તે કારણથી જેમ અહીં ફજેતી થઇ તેમ ત્યાં પણ થતાં સર્વેનું વગોણું થશે, એ વિચારથી શોકાશ્રુ પાડતી હતી. અને હવે અત્યારે ઘણીજ દિલગીરી સાથે નોંધું છું કે જેવું મ્હારા શુભેચ્છક પિતાજીના મનમાં હતું તેવુંજ બન્યું. ત્યાં પણ મ્હારી ભૂંડી ભવાઇની ભુંગળ વાગી જેનો કર્કશ નાદ હજી મ્હારા કાનમાં સંભળાય છે. અને તેથી મનમાં પસ્તાઈ અજ્ઞાની માતાને અનેક આશિષો [શ્રાપ] દેવા જાઉં છું પણ માતા પ્રત્યેની મ્હારી ફરજ સમજી મ્હારી પોતાની ભૂલોને માટે મ્હને પોતાનેજ ધિક્કારી મ્હને પોતાનેજ હજારો બલકે લાખ્ખો શ્રાપ દઉં છું. અસ્તુ.

## ગણેશ બેઠા.

પરણવું અને પટેલાઈ કોને નહિ ગમે ? તે ન્યાયે મ્હને મ્હારા લગ્ન માટે ઘણોજ આનંદ થયો અને દરેકે દરેક કાર્યમાં ઘણાજ ઉમંગથી ભાગ લેવા મંડી. લગ્નકાર્યની શરૂઆત

થઈ. કાર્યગણેશ બેઠા. મ્હોહલ્લાની તેમજ સગા સંબંધીની સ્ત્રીઓ મળી કાર્ય કરવા લાગી. કામ કરતાં;—

પ્રથમ શ્રી ગણપતિનું નામ લીજેરે,
પછી અજાણીના લગ્નનો આરંભ કીજેરે.
આપણા ચિતારાને બોલાવોરે,
તેની પાસે ગણપતિ ચિતરાવોરે.

તથા " ભમરા પહેલો વધાવો મ્હારે આવીયો " બોલી ગીત ગાવા લાગ્યા. વડી પાપડ થયા, ઘરને રંગ ચુનો થયો, માંડવો બંધાયો. માંડવા મુરણ ( મુહુર્ત ) થયું ગોત્રજ બેઠા તેમજ મ્હને પીળી હળદરથી પીળી રંગી વાઘણ સ્વરુપ બનાવી. મ્હારા પતિની આવનાર જાનના ઉતારા માટે બીજા મહોહલ્લામાં એક ઘર રખાયું અને તેમાં તેમને જોઈતો પણ ગામડાના પ્રમાણમાં સામાન ગોઠવાઇ ગયો. હવે ફક્ત મ્હારા પતિની જાન આવવાનીજ વાર હતી.

## મ્હારા પતિનું આગમન.

આજે લગ્નનો દિવસ છે. પ્રભાતમાં સગી તેમજ પડોશમાંની લલનાઓ મળી કર્ણપ્રિય કંઠે પ્રભાતીઆ ગાવા માંડયાં, તેમજ પુરૂષ વર્ગ, આવતી જાનને સામૈયુ કરવાને જવા તૈયાર થવા લાગ્યો. એમ કરતાં આઠેક વાગ્યાને સુમારે "પીઈઈઈઈઇઇ. પરણે તેની પીઈઈઈઈઈઈ. તથા ઢોલા, ઢંમ ઢંમ ઢોલા. ઢોલા. ઢોલા. ઢંમ ઢંમ ઢોલા, વગાડતા ઢોલી તથા તડ તડ તડ ટરરર, તડ તડ તડ તડ ટરરર, વાગતાં તાંસા અને ભેં ભેં ભાઈ ભેં, ભેં ભેં ભાઈ ભેં, વાગતી ભુંગળ પાદરે સંભળાઈ. એટલે ઝટ મ્હારા પક્ષના સાજનો સ્હામે જઈ માન આવકાર સાથે વધાવી લાવી તૈયાર રાખેલા ઘરમા ઉતારો આપ્યો. બપોરે સર્વને કંસારના થયા બાદ રીતભાત શરૂ થઇ અને સ્હાંજના ગોરજ સમયે વર ઘોડે સ્હડી

વાજતે ગાજતે હાલતા મ્હાલતા મ્હારે માંડવે આવ્યાં. મ્હારી માતાએ મ્હારા પતિને પોંકતાં સમજાવ્યું કે આ મુસળથી ખંડાવું પડશે. હળથી પોંકતાં સૂચવ્યું કે સંસાર ક્ષેત્રમાં બળદીયા થઈ હળમાં જોડાવું પડશે. વેલણથી બતાવ્યું કે રોટલી માફક વેલણથી વણાવું પડશે. તરાકથી સમજાવ્યું કે તરાક ને તાંત પર દોરા માફક વીંટાતા એ તરાકને તાંત મ્હારા શરીરને લેટશે. છતાં પણ પરણવાનો નિશ્ચય કરી પધારેલા મ્હારા પતિ જ્યારે ન સમજ્યા ત્યારે "નથી સમજતો તો આવ નકટા હવે માંડવામાં" કહેતાં બાએ નાક તાણ્યું. તેજ પળે જોશી મહારાજે તેમને સૂચવ્યું કે "જે સંપુટ તમારા પગ આગળ મુક્યું છે તે ફોડીને અંદર આવો. એટલે એમ કે આજ સુધી ત્હારો ભરમ એ સંપુટ માફક બંધ એટલે ભરમમાંજ હતો તે હવે આજથી ફૂટી ગયો.

પોતે ધીમે પગલે મંડપમાં પધારી આસન લીધું એટલે બ્રાહ્મણોએ શ્રી ગણેશાય નમ: ભણવા માંડયું. સમય થતાં મ્હારા મામાએ મ્હને ઉંચકી મંડપમાં લઈ જઇ મ્હારે માટે તૈયાર રાખેલા આસન ઉપર બેસાડી. હસ્ત મેળાપ થવાને હવે થોડીજ વાર હતી એટલે ભૂદેવો શ્લોકો ભણતાં, વર કન્યા સાવધાન, કાળી કંઠી સાવધાન, દાન દાતા સાવધાન, કહી સર્વેને સાવધાન કરતા હતા એટલામાં થાળી વાગતા "જાણે ઇશ્વર પાર્વતીના હાથ મળ્યા" ગવાતા મ્હારા ને મ્હારા પતિના, આ જન્મમાં એ જુદા જુદા પણ હવે એક થવાના પવિત્ર કોલ કરારની નીશાની રૂપે હાથ મળ્યા.

## મ્હારી બહાદુરી.

મ્હારી એક પરણેલી બ્હેનપણીની સૂચનાને બીજીઓ તરફથી ટેકો મળતાં તથા કેટલીક સગી સ્ત્રીઓના અનુમોદનથી મ્હેં મ્હારા પતિના હાથમાંથી વીંટી કહાડવા ટચલી આંગળી

પકડી તો ત્યાં મ્હારી ભારે અજાયબી વચ્ચે મ્હને જણાયું કે, કેમ જાણે મ્હારો વિચાર પોતે પ્રથમથીજ કળી ગયા હોય ને મ્હને બનાવવાના હોય તેમ પોતે વીંટી પહેરેલીજ નહિ.

મ્હારી બ્હેનપણીઓ મ્હારી સ્હામેજ ઉભી હતી, કારણ સંકેત એવો હતો કે મ્હારે એમની આંગળીમાંથી વીંટી કહાડવી ને તે સાથે નખ એવા સરસ દેવા કે આંખમાંથી પાણી બ્હાર આવે. વળી તે પ્રસંગે મ્હેં એવી ડંફાસો મારેલી કે કોણ જાણે કેવુંએ પરાક્રમ કરીશ. અને તે પરાક્રમ જોવા બધીઓ ઉભી હતી. પરંતુ જ્યાં વીંટીજ નહિ તો આગળ શું ? હું ઘણી મુઝાઈ અને મ્હારા પતિ ઉપર મ્હને ઘણો ક્રોધ ચ્હડયો. (જે મ્હારા ધર્મ વિરૂદ્ધ હતું,) તે દાઝમાં ને દાઝમાં મ્હેં એમના હાથમાં નખ જે એજ કાર્ય માટે આગળથી વધારી મૂકયા હતા, તે દેવા માંડયા. બે ચાર દીધા ત્યાં સુધી તો પોતે સમજુ તે કંઇ બોલ્યા નહિ કે કંઈ કર્યું નહિ. પણ પછીથી નખ મારતા ચૂકયાં નહિ તે ઘંટીના સો, ને ઘંટાનો એક ન્યાયે એક એવા જોરથી મ્હારા હાથમાં નખ દીધો કે મ્હારેથી આ બા, કહેતાં ચીસ પડાઈ ગઈ. આ સાંભળી બધા ચમકયા. બ્રાહ્મણ ભણતાં ભૂલ્યા અને સર્વે મ્હારી પાસે દોડી આવી પૂછવા લાગ્યા. “બ્હેન શું છે ?” શું થયું ? મ્હેં ઝટ તેનો હાથ તરછોડી મ્હારો હાથ બ્હાર કાઢી વાગેલા નખની નીશાની દેખાડતાં કહ્યું કે “આમણે મ્હને જોરથી નખ માર્યો. મ્હારી બ્હેનપણીઓ તો પાસેજ હતી. તેમાંની એક બોલી; “કેમ જમાઈરાજ, કંઇ ચોરીમાંજ ચમત્કાર બતાવો છો શું.?” તેમણે કહ્યું; “જેવું કરે તેવું પામે.” એટલામાં પિતાજી આવ્યા અને બધું સાંભળ્યા પછી મામલો સમજી જઇ મ્હને શાંત પાડી ગોર મહારાજને તે વિધિ આગળ ચલાવવા કહ્યું, તે પુરી થઈ અને ગોત્રજને પગે લાગવાને જવાનો સમય થયો.

## " ગોત્રજે જેનો પહેલો હાથ, તેનું ઘરમાં ચાલે રાજ. "

સ્ત્રીઓમાં ઉપર લખી માન્યતા હોવાથી મ્હને પણ એવો જ ઉપદેશ મળ્યો હતો. તેથી મ્હારી બ્હેનપણી મ્હને ઉઠાડી મ્હારૂં વસ્ત્ર ઠીક ઠાક કરી મ્હને લઈને દોડી. તે સાથે હું પણ ભવિષ્યમાં ઘરમાં મ્હારૂં રાજ થાય એવા વિચારથી તેની સાથે દોડી, અને મ્હારા પતિ જે મ્હારી પહેલા ઉઠી ધીમે ધીમે આગળ જતા હતા તેને ઓચીંતો ધક્કો મારી ગબડાવી દઈ, આગળ જઈ ગોત્રજ આગળ બેઠી. થયું, મનમાં નિશ્ચય થયો કે હવે ઘરમાં મ્હારૂંજ રાજ થશે. પોતે પડી ગયાં તેથી ભોંઠા પડી ગયા પણ સમય વિચારી શાંત થઈ પુછનારને યોગ્ય જવાબ દેતા પધારી આસને બેઠા પછી ગોત્રજની વિધિ પુરી થઈ. પરંતુ તે વિધિ કરતાં પોતે પોતાના અંગને ઘડીયે ઘડીયે દાબતા તથા પંપાળતા હતા જેથી મ્હને ખાત્રી થઈ કે મ્હારો મારેલો ધક્કો અફળ ગયો નથી પણ એ રીતે સફળ થયો છે. જો કે તે બીજું કંઈજ નહિ પણ મ્હારી મૂર્ખાઈજ હતી અને તેનો હવે ઘણોજ પસ્તાવો થાય છે.

લગ્ન વિધિ પૂર્ણ થતાં સુધીમાં બીજી એવી અનેક બાબતો બની જે કેવળ મારી મૂર્ખાઈજ હતી. તેમજ તે સંપૂર્ણ યાદ ન હોવાથી લખતી નથી.

## મ્હારૂં સાસરે આગમન.

લગ્નવિધિ પૂર્ણ થતાં હું મ્હારા એમની સાથે વાજતે ગાજતે સાસરાના ઉતારામાં આવી; અને ત્યાં એકી બેકી રમવાનો સમય આવ્યો. આ વાતમાં પણ મ્હને એજ સૂચના મળી હતી કે જે એકી બેકીમાં જીતશે તેનું ઘરમાં રાજ થશે. તેથી તે રમતમાં પણ જીતવાને હું હોંશીલી બની કારણ ન્હાનપણથી તે આજ દિન સુધી મ્હારો એજ

વિષય હોવાથી એમાંતો હું કુશળજ હતી. ગોર મ્હારાજે એક થાળીમાં કંકું તથા પાણી નાંખી હાથમાં એક રૂપિઓ તથા સાત પૈસા લઈ બોલ્યા કે "જુવો આ રૂપિઓ તથા પૈસા કંકુંવાળી થાળીમાં નાખું છું. તેમાંથી જે રૂપિઓ લેશે તે જીતશે ને ઘરમાં તેનું રાજ થશે. આ સાંભળતાં જેમ ઉંદર પર બીલાડી અથવા હરણ પર વાઘણ તલ્પે તેમ પતિદેવને હરાવવાના ઉમંગમા રૂપિઆ પર તલ્પી રહી. ગોર મ્હારાજે રૂપિઓ પૈસા થાળીમાં નાંખ્યા કે ઝટ મ્હેં પણ તેમાં હાથ નાખી પતિ દેવના કોમળ કરમાં નખ દઈ દૂર ખસેડી રૂપિઓ પકડી લીધો અને ગર્વથી બોલી "લ્યો મહારાજ" આથી મ્હારા પક્ષના જનો જે અમારી લીલા જોવા પાસેજ ઉભા હતાં તે એકદમ હર્ષથી બોલ્યાં "શાબાશ, શાબાશ," અને તેથી મ્હને વધારે ઉત્તેજન મળ્યું. આ પ્રમાણે બે વખત જીતી. ત્રીજી એટલે છેલ્લી વખતે પણ ઘણાજ ઉમંગમાં આવી જેવો હાથ નાખ્યો તેવાજ મ્હારા પતિ જે પોતાની બે વખત થએલી હારથી જંખવાયલા હતાં તેણે મ્હારી આંગળીઓને એવી દાબીને મરડી કે તેનાથી જરા પણ ચસકી શકાયું નહિ. અને પોતે રૂપિઓ લઈ ગોર મ્હારાજને આપતાં બોલ્યા. "લ્યો મહારાજ, આ છેલ્લા દાવનો" જેના જવાબમાં તે બોલ્યા કે "લાવો જે છેલ્લે રૂપિઓ લે તે જીત્યું કહેવાય માટે તમેજ જીત્યા." હત ત્હારીની જીતી બાજી ધૂળ મળી. જેથી હું ક્ષોભ પામી ને નીચું જોયું પરંતુ તરતજ એક વિચાર આવતાં પાછી હિંમત આવી કે કંઈ ફીકર નહિ. હજી એક એવી રીત કરવાની રહી છે કે જેમાં બધાની વચ્ચે એમનું પાણી ઉતરી જશે અને તે મીંઢળ છોડવાનો પ્રસંગ હતો; ગોર મહારાજે મ્હને કહ્યું કે "બ્હેન ભાઈનું **મીંઢળ છોડી નાખ**" એ સાંભળતાંજ એમનો હાથ લઈ બાંધેલું મીંઢળ

ઝટ છોડી નાંખ્યું. હવે એમનો વારો આવ્યો. ગોર મહારાજ જ્યાં બોલ્યા કે "**ભાઈ બ્હેનનું મીંઢળ છોડી નાંખો.**" ત્યાં મ્હેં તેમને હરાવી મ્હારા પક્ષના માણસો પાસે હૂરીયો બોલાવવા ઝટ હાથ વર્યો એમણે ગાંઠ છોડવાને ઘણાં ફાંફાં માર્યાં પણ કંઈ વળ્યું નહિ. કયાંથી વળે? મ્હારી એક હેતવંતી બ્હેનપણીએ તે ગાંઠને મજબુત કરી ઉપર જરા ચીકાસ આપેલી એટલે એટલી બધી મજબુત થયેલી હતી કે એઓ તો શું પણ કદાચ ઇશ્વર જાતે ને પોતે આવે તો પણ એ લગ્ન ગાંઠ (સ્નેહ ગાંઠ નહિ, કારણ તે તો હતીજ નહિ) છુટે નહિ. પોતે ઘણીએ મહેનત કરી અનેક યુક્તિ પ્રયુકિતઓ અજમાવી પરંતુ તેમાં નિષ્ફળ થતાં અંતે કંટાળી મ્હારો હાથ જોરથી મ્હારા તરફ હઠાવતા બોલ્યા કે "આ ચીવટ ગાંઠ છોડવાને એક મણ ઘી ખાધેલા માતેલા સાંઢ જેવા લઠ્ઠરામ ભવાનીશંકર કે કાંતો હુક કરતા હનુમાન જોઈએ. બાકી જ્યાં હજાર હાથવાળા બળીરાજાની પણ તાકાદ નથી કે આ ગાંઠ છોડે તો ફક્ત બે હાથવાળો તો કયાંથીજ?" આ સાંભળી મ્હારી એક સગી બોલી ઉઠી "કેમ જમાઈરાજ હાર્યા! એક આટલી ગાંઠ નથી છુટતી તો બીજાં તો શું પરાક્રમ કરશો! શહેરી માણસોજ નમાલા." એમ કહી ગાવા માંડયું કેઃ—

છોકરા ત્હારા પિતાને બોલાવ કે ગાંઠ નહિ છુટેરે,
છોકરા ત્હારા કાકાને બોલાવ કે કંઈ યુક્તિ કહેરે,
છોકરા ત્હારી માતાને બોલાવ કે વહુના કાલાવાલા કરેરે,
છોકરા તું તો છેકજ નામર્દ કે ગાંઠ નહિ છુટેરે.

વિગેરે ગીતો ગાઈ મ્હારા પતિની મશ્કરી કરવા લાગી. બીજી બ્હેનપણી બોલી. "નમાલા શહેરીથી શું થવાનું હતું." ત્રીજી બ્હેનપણી બોલી "અરે શેકયો પાપડ પણ નહિં ભંગાય."

આ પ્રમાણે એમની થતી મશ્કરી જોઈ મ્હને ઘણો આનંદ થતાં મનમાં હસવા લાગી. એટલામાં એક બ્હેનપણી બોલી "કેમ જમાઈરાજ હાર્યા?" તેમણે કહ્યું :"ના હમણા છોડું છું" કહી પાસે પડેલો ચપ્પુ લઈ રોશમાં ને રોશમાં મીંઢળનું નાડુ કાપી નાખ્યું ને તે સાથે મ્હારા હાથની ચામડી પણ કાપી. જેથી શુકનમાંજ લોહી નીકળ્યું મ્હારા સ્વભાવ પ્રમાણે મ્હેં ધમાલ કરી મુકી જે સાંભળતાં સર્વે મ્હારી પાસે એકઠા થઈ ગયા અને લોહી બંધ કરવા માટે કાંકણુદોરા સાથે કપડાનો પાટો બાંધ્યો.

સારાંશ કે મ્હારી બ્હાદુરી અને પતિસેવાના ફળ તરીકે **એમની** તરફથી મ્હને સોનાની બંગડીને બદલે કપડાનો પાટો મળ્યો.

સર્વ ધર્મ કર્મ સમાપ્ત થતાં હું જાનીવાસેથી મ્હારે ઘેર આવી બીજે દિવસે જાન સાથે હું મ્હારે સાસરે (શહેરમાં) ગઇ, એટલા સમયમાં પણ મ્હારી અનેક ભૂલો અને ઘોટાળા થયા તેમાં વળી મંછાકોર, મંગળા અને પેલા કુલીનના કકડા ને જઘડાના ભડકાના ભડકાનો રંગ તો વળી જુદોજ હતો.

મ્હારા એ દિવસના વિયોગમાં મ્હારા બા માંદા થવાથી તરત મ્હને તેડું આવતાં હું પાછી પીયર આવી.

પ્રિય પાઠકગણ! હવે મ્હારી લગ્નવિધિ અત્રેજ પૂર્ણ કરૂં છું કારણ મ્હેં મ્હારે સાસરે ગયા પછી ત્યાં જે પ્રરાક્રમો બ્હાદુરી અને ઘોટાળા કર્યા છે. કે જે આ લેખમાં કથાયલા પ્રસંગો કરતા પણ વિશેષ રસમય અને હાસ્યજનક છે તથા એ સર્વથી અંતે મ્હારૂં જીવન કેવું થયું તે જાણવાની ત્હારી ઉત્કંઠા દબાઈ ન જાય એટલા માટે હું આ "પિતાગૃહ નિવાસ" પૂર્ણ કરી અત્રેજ વિરમું છું. છતાં અંતના બે બોલ મ્હારેથી લખાઈ જાય છે કે

મ્હારા શુભેચ્છક પિતાજીની મ્હને ભણાવી ગણાવી હોશીયાર બનાવવાની શુભેચ્છાને મ્હારા અજ્ઞાની માતાજીએ પાર ન પડવા દેવાથી હું તદ્દન અજ્ઞાન, મૂર્ખ અને ઠોઠ રહી. એટલુંજ નહિ પરંતુ મ્હારૂં જીવન એવું શુષ્ક, કષ્ટ અને ક્લેશમય થયું કે તેની સીમાજ નહિ. પ્રભુ, મ્હારા જેવું જીવન કોઇનું કરશો નહિં. અને એટલાજ માટે હે પ્રિય પાઠક! હું એટલુંજ યાચું છું કે જો તું પુરૂષ હોય તો ત્હારી અર્ધાંગના, બ્હેન, અગર પ્રભુએ ત્હને પુત્રી આપી હોય તો તેને જ્ઞાનરૂપી ચક્ષુ જરૂર આપજેજ." તેમજ જો તું સ્ત્રી હોય તો તું પોતેજ જ્ઞાન મેળવી બાળક પ્રજાને સદ્‌ગુણ અને જ્ઞાન વડે પોષી તેમના પ્રત્યેની ત્હારી ફરજ અદા કરજે. સર્વને સદ્‌બુદ્ધિ આપો એવી શ્રી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરી ત્હને બીજા ભાગ (શ્વસુરગૃહ નિવાસ)માં પ્રવેશ કરવાનું સૂચન કરી મ્હારો આ રંક લેખ અહીંજ સંપૂર્ણ કરૂં છું. અસ્તુ.

